પરભુદાસ પાનાચંદ સૈયા.

ધુપેલની પડીઓ વેચનાર.

કોપરેલમાં નાખવાની
પડીઓ.




આમળામાં નાખવાની
પડીઓ.

ખુશબોદાર કપડામાં મુકવાના
વાના વેચનાર.

ૐ

પુષ્પ-વાટિકા.] શ્રી સરસ્વત્યૈ નમઃ [પુષ્પઃ-૩૩ મું.

ગમ્મત સાથે જ્ઞાન આપતું નિર્દોષભાવે આલેખાએલું

એક ચર્ચાત્મક નગ્ન સત્ય

# બે ઘડી મોજ.

['બે ઘડી મોજ'ના નિર્દોષ આનન્દના પડદા પાછળ નર્યાં નગ્ન-સ્વરૂપે નાચતાં ચાર સાચાં સ્વાનુભવી અને સજીવન સ્વપ્ન-ચિત્રો.]


યોજકઃ- શ્રી. "પુષ્પ." વાડીફળીઆ પગથીઆ શેરી, સુરત.

માલીકઃ-બ્રહ્મી બ્રધર્સ.

ગ્રંથ-સ્વામીત્વના સર્વાધિકાર પ્રયોજકને સ્વાધિન છે.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

પ્રકાશકઃ- શ્રી સરસ્વતી મંદિર" કણપીઠ બજાર. સુરત.

આવૃત્તિ પહેલી. * સોલ એજન્ટ * ઈ. સ. ૧૯૨૮

"શ્રી સરસ્વતી મંદિર."

કણપીઠ બજાર—સુરત.

મૂલ્યઃ—પાંચ આના.

# અનુક્રમણિકા.



—: પુષ્પવાટિકાનું ચોત્રીસમું પુષ્પ **વરઘેલી વહુ** વાંચો :—


પ્રયોજક:—શ્રી. "પુષ્પ." વાડીફળીઆ પગથીઆ શેરી—સુરત.

પ્રકાશન સ્થાન:—"શ્રી સરસ્વતી મંદિર." કણપીઠ બજાર—સુરત.

પ્રકાશક:— માલીક:—મહામી બ્રધર્સ.

મુદ્રક:—મણિલાલ ભગવાનદાસ.

મુદ્રણાલય:—શ્રી "મોઢેશ્વર" પ્રીન્ટીંગ પ્રેસ.

મુદ્રણસ્થાન:—બરાનપુરી ભાગળ, અંબાજી શેરી—સુરત.

ૐ

...શ્રી...

# સમર્પણ

શ્રી અમદાવાદી દશા પોરવાડ વણિક જ્ઞાતિના ભૂષણ રૂપ:—

રા. રા. શેઠ પરભુદાસ નાગરદાસ કિનારીવાળા.

શુભવિનાસ—સુરત.

આપશ્રીએ વિશાળ હિંદુ સમાજના સંકુચિત વાતાવરણ ને વિચારમાં જકડાઈ રહી આગળ વધતી અટકેલી, એટલુંજ નહિ પણ દિન દિન અધોગતિના ઉંડી ખીણ તરફ ધસતી જ્ઞાતિને પ્રગતિમાન, ધાર્મિક, અને ભાવનાશીલ બનાવવા પરોક્ષ તેમજ અપરોક્ષ રીતે તન–મન–ધન ખર્ચ્યાં છે, અને ખર્ચો છો. તેમજ પૂર્વપુણ્યે શ્રી તેમજ ધી ઉભય આપના ગૃહમંદિરના આંગણાં પાવન કરી રહી છે. લક્ષ્મી–વારિના સીંચન વિના સૂકાઈ જતી મ્હારી સાહિત્ય–વેલીને સજીવન રાખવા આપે સાચી દીલે સહાયતા દીધી છે, અને દઈ રહ્યા છો. અને મ્હારી આ કૃતિ! શારદા–સેવા એનુંજ પરિણામ છે. આપની ઉગાડેલ–રોપેલ એ ઉત્તેજન–વેલી ઉપર આજ આ દ્વિતીય પુષ્પ–કલિકા પ્રફુલ્લી છે. આપ એના ઉત્પાદક અને પોષક છો. એ પોતાની પરિમલ જનસમાજ–વાટિકામાં મ્હેંકાવે એનું માન આપનેજ છે.

—: તમારા આવા નિઃસ્વાર્થ અને ઉદાર અંતઃકરણ :—

—: દયાળુ, માયાળુ અને મમતાળુ સ્વભાવ :—

—: મ્હોટમમાં પણ ન્હાનમ અને નમ્રતાની ભાવના :—

એ અનુકરણીય આદર્શોથી પ્રેરાઈ, મુગ્ધ થઇ મ્હારી આ એક અલ્પ સાહિત્ય–સેવા હમેશની યાદગીરી તરીકે સવિનય અને સહર્ષ આપના કરકમળમાં સમર્પું છું, અને આપનો દયાભીનો દીલાવર હાથ અમારે ભાલે ઉત્તેજનના કુમ કુમ ચંદ્રક કરવા દિન દિન વિશેષ લંબાય એજ એક માત્ર યાચના! અભિલાષા! રાખું છું.

સાહિત્ય પ્રેમી "પુષ્પ."

# બે બોલ.



મ્હારી પુષ્પ-વાટિકામાં પ્રફુલ્લેલાં આ **તેત્રીસમા** ફૂલડાં વડે મ્હને આજ બ્રહ્મબાળા-ભગવતી **શારદા**ના પનોતાં અને પ્રેમભીનાં પૂજન કરી કૃતકૃત્ય અને પાવન થવાનાં અહોભાગ્ય પ્રાપ્ત થાય છે. એ દેવાંગી મસ્તકમુકુટે ચઢી ચરણકમળે પડેલાં પવિત્ર પુષ્પની પરિમલ દર્શનાર્થે પધારનાર ભાવિક-પુજકનાં અંતર પ્રેમરસભીનાં કરે, એ પ્રાર્થના !

"**ઘડીભર ગમ્મત**" પછી હાસ્યરસનું મ્હારૂં આ બીજું પુસ્તક છે, પરન્તુ તેમાં અને આમાં આકાશ-અવનિ જેટલું અંતર છે. પ્હેલામાં સજીવન **સંસાર-ચિત્રો** હતાં, જ્યારે આમાં સજીવન **સ્વપ્ન-ચિત્રો** છે. કહેવત છે, કે 'સ્વપ્નાં સાચાં ન હોય," પરન્તુ આ તો સાચ્ચાં સજીવન અને સ્વાનુભવી છે.

મ્હારા આ સંગ્રહમાં "**જહન્નમની ખાડી**" અને "**હજીરાના હવાપાણી**" એ બે વસ્તુ સ્વપ્નમય અને સત્યાંશવાળી હોવા છતાં કંઇક વધારે પડતી કલ્પનામિશ્રિત અને અમુક કોટીના રસિકોને જ રસ પીવા પૂરતી યોજાયલી છે. "**શ્રી સત્યનારાયણની કથા**" મ્હારા પોતાના જીવનનો એક જાગતો ને જીવતો અનુભવ છે. જો કે આ સંગ્રહમાં એની પુનરાવૃત્તિ થાય છે, છતાં એ પ્રકારની કથા કરાવનાર અને કરનાર બન્ને આજે આ દુનિયામાં હજી હયાત છે, પરન્તુ પોતાનું ખરૂં નામઠામ ન લખવાનું આજીજી પત્ર આવવાથી આ વેળા સત્ય નામઠામનો ઉલ્લેખ કરવો અત્રે પડતો મૂક્યો છે.

અને ચોથી વાર્તા તે "**નાટકનું ચેટક**" આજથી લગભગ પાંચેક વર્ષ ઉપર, કે જ્યારે શોખીન અને સોહામણા સુરતના રહેવાસી અને રંગીલા યુવાનોમાં કલબો-મંડળીઓ સ્થાપી '**ભારત-વીર**', '**દિવ્ય-યોગીની**', '**દેશોદ્ધાર**',

'બાપ્પા રાવળ' અને 'વિજય-માગી' જેવાં રંગમેર'ગી નાટકો સ્વાર્થે, પરાર્થે, લાભાર્થે, પરમાર્થે, ક્યાં તો કેવળ બે ઘડી મોજ કરવા ખાતરજ સ્ટેજ કરવાનો મેનીઆ અર્થાત્ એક જાતનો ગાડરીઓ પવન (ઘેલછા.) પૂર જોસમાં ફૂંકાયો હતો, રાષ્ટ્રીય વિનય મંદિર, કસ્તુરબા કન્યાશાળા, યુવક સંઘ, થીઓસોફિકલ સોસાયટી, કોલેજ અને સેવામંડળ જેવી વિદ્યમાન અને વિખ્યાત સંસ્થાઓ પણ એ રાષ્ટ્રીય વિપ્લવની ઝુંબેશમાં ઝૂકી પડયાં હતાં, ત્યારે મ્હેં પોતે પણ આ દરેક સંસ્થાના ખેલોમાં હાજરી આપી હતી, એટલુંજ નહિ પણ ન્હાનપણથીજ નાટકો જોવા તથા લખવા ઉપર મ્હને એટલો તો પ્રેમ હતો, કે મ્હેં પણ દેખાદેખી મ્હારા મિત્રમંડળને લઈ એ યુદ્ધમાં ઝંપલાવ્યું, અને "ધ્રુવ કુમાર મેવાડી મહાત્મા અને દિવ્ય-યોગિની" નામક ત્રણ નાટક સ્ટેજ કર્યાં. અમારી અણઆવડત અને બીન-અનુભવને લઈને એમાં અમે જે જે બાફી નાખ્યું, તે તે બધું મ્હેં એક નોંધપોથીમાં ટપકાવી લીધું, સાથે સાથે અમારા બીજા સ્નેહીઓએ સ્ટેજ કીધેલાં નાટકોમાં પણ જે જે નમૂનેદાર ભાંગરા વટાયા તેની પણ મ્હેં નોંધ લીધી. અને ત્યાર પછી મ્હારા કંપનીના ખેલોના અનુભવોને મ્હેં એક પછી એક એ વસ્તુમાં ભેળવી એક કટાક્ષ કરતો સુંદર લેખ તૈયાર કર્યો, પરન્તુ તે આજ દિન પર્યંત પ્રકાશમાં મૂકવા મ્હને તક ન મળી.

તે પછીના છેલ્લા પાંચ વર્ષમાં મ્હેં બેશુમાર ફીલ્મો ને નાટકો જોઈ, સ્ટુડીઓ તથા સ્ટેજોના બાહ્ય તેમજ આંતરિક અવલોકનનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો, અને ત્યાર પછી મ્હને લાગ્યું, કે મ્હારા બાલ્યકાળના એ રસિક અનુભવના અમર સંભારણાં સાચવવાં, આજથી પાંચ વર્ષ ઉપરની મ્હારી કલમ કેવી હતી? તેની આજની કલમ સાથે સરખામણી કરી જોવાનું કાર્ય જનસમાજને સોંપવા, તથા સાથે સાથે આધુનિક કંપનીઓમાં કેટલાંક નગ્ન સત્યોની Naked Truth પોલ ખુલ્લી કરવા માટે પણ મ્હારે મ્હારો એ ચર્ચાત્મક લેખ બ્હાર પાડવો.

**'નાટકનું ચેટક'** એ ચર્ચાત્મક લેખ મ્હારી વર્તમાન નહિ પરન્તુ ભૂતકાળની લેખીનીથી પાંચ વર્ષ પ્હેલાના જમાનામાં લખાયો હતો.

અને એમાં કેટલાંક નગ્ન સત્યોની-દ્રશ્યોની નગ્નતા ઉઘાડી પાડવાને અનિચ્છા છતાં મ્હારે આંખ મીંચામણા ન કરવા, પડદો ન પાડવા લેખીનીને હદબ્હાર ખેંચવી પડી છે. છતાં 'છાતી ઉપરથી છેડો ખસી જાય' એવાં એવાં કેટલાંક સત્ય છતાં પણ સભ્યતાની સમૂળી સીમા ઉલ્લંઘતા શબ્દપ્રયોગો તો "ખભા ઉપરથી છેડો સરી જાય." એવી રીતે સંકોચાઇને બદલવા પડ્યાં છે. છતાંય હજુ આમાં એવું ઘણું એમને એમ જાણી જોઇને રાખ્યું છે. જો કે અલબત્ત એનાથી મ્હારી લેખીની શરમાય છે, છતાં શરમ રાખવા જતાં સત્યને વેગળું મૂકવું પડતું હોવાથી અને સમાજને તથા તેના કેટલાંક જૂનાં જડ ધારાઓને ઠોકરે મારનાર અને બંડખોર તરીકેજ ઝુઝવાનીજ એને આદત પડેલી હોવાથી, અપ્રિય લાગે એવું સત્ય રજુ કરવાની મ્હેં એને આ લેખમાં છુટ્ટી બક્ષી છે.

**"દુનિયાને આપણે વળગીને રહેવું, એમ નહિ પરન્તુ દુનિયા આપણને વળગીને રહે એમ ચાલવું."** એવો મ્હારો સિદ્ધાંત હોવાથી એની ઉપર ટીકા-પ્રહારો થાય કે પછી પુષ્પ-વૃષ્ટિ વરસે, એ પરવા મ્હેં ઓછી રાખી છે. એટલે મ્હારા આ અનુભવના પ્રતિબિંબો સ્હામે જેમનાથી ન જોવાય, જેમને એમાંની નગ્ન-સત્યતા ન રુચે, જેમને ગળે એમાંના સત્ય એકરારો-અનુભવી ઉલ્લેખો ન ઉતરે, તેમણે ખુશીથી આંખ મીંચી એ ગંદી-ગંધાતી ખીણ ઓળંગી જવી, અર્થાત્ હંસના ક્ષીર-નીર ન્યાયે એટલો નકામો પાણીનો ભાગ પડતો મૂકવો.

જેને સમાજથી ડરીને અને સમજીને ચાલવું છે. એવા કીર્તિ-ભૂખ્યાને માટે તો કેવળ મ્હોટી મ્હોટી વાતો અને ભાષણોજ છે, બાકી જેને સમાજને ઠોકરે મારીને સ્પષ્ટવકતા બનીને સત્યનેજ રસ્તે ચાલવું છે, તેને માટે તો કલમ અને કર્તવ્યજ છે. અને એ કલમ અને કર્તવ્ય ક્ષેત્રમાં ઝુઝનાર યોદ્ધાએ તો પછી શસ્ત્ર-પ્રહાર ઝીલવાને સહનશક્તિ કેળવવા ધીંઠ અને મનની નિર્બળતા છોડવીજ જોઈએ. અને આવાં બંડખોર વિચારવાળી લેખીની ધરાવનાર માંહે એક નંબર મ્હારો પણ છે.

મુખપૃષ્ટ ઉપર તથા અંદર છાપવામાં આવેલાં ચિત્ર પણ આધુનિક નાટક કું. માં ભજવાતાં આદર્શ (!) નાટકો માંહેના શુદ્ધ (!) શૃંગારના ચુંબા-ચુંબીના

(નિર્લજ્જ) દ્રશ્યની ઉપર નગ્ન કટાક્ષ છે ! આપણી–હિન્દીઓની આંખ એક અમેરિકન રમણી (મીસ મેયો) ઉઘાડે, એક પરદેશી કમીસન (સાયમન) ઉઘાડે, એનાં કરતાં તો આપણે જાતેજ સમજી પ્રયત્ન કરી ઉઘાડીએ, એ વધુ ઇચ્છવાયોગ્ય નથી શું ?

અંતમાં પ્રભો ! મ્હારા તમામ લેખીનીધારી ભાઈ–બ્હેનોને આવાં નગ્ન સત્યોને અંધકારના આવરણ દૂર કરી પ્રકાશમાં લાવવા નીડર બનાવી પ્રેરે. સમાજની સંકુચિત ભાવનાને પલટાવી દિન દિન વધુ ને વધુ વિશાળ બનાવે, એજ એક માત્ર અભ્યર્થના !

શિવાજી જયંતી.
વૈશાખ સુદિ ત્રીજ
૧૯૮૪ સંવત

ભવદીયઃ—"પુષ્પ."
ગમનલાલ હીરાલાલ બદામી

વાડીફળીઆ
પગથીઆ શેરી,
સુરત.

## નાટકનું ચેટક



એક્રીકેટ માસ ઈંગ્લંડ અને પોલીશન મીસ્ટર પરદેશી.

[ સુધરેલા દેશીઓના વિલાયતી ઘરસંસાર. ]

* પુષ્પ પહેલું *

# જહન્નમની ખાડીમાં

[ કેવળ એક કલ્પના ! ]

પ્રયોજક:—"પુષ્પ."

---



મુંબઈ "હિંદુસ્થાન અને પ્રજામિત્ર".

-◆ ❀ ફ્રુટના હિન્દુ વેપારી ❀ ◆-

.....જુના.....જાણીતા.......અને માનીતા.....

* મેવાવાળા *

# રામજી કલ્યાણદાસ

બરાનપુરી ભાગળ—સુરત.

દરેક જાતના સરબતો



અનેનાસનો મુરબ્બો

—— તથા ——

દરેક જાતના તાજાં ફ્રુટ અમારી દુકાને છુટક તેમજ જથ્થાબંધ ઘણીજ કિફાયત ભાવે મળશે. લગ્ન, પાર્ટી જમણવાર અને મેળાવડાના મંગળ પ્રસંગોમાં વરદી આપવાથી તમામ જાતનું ફ્રુટ પૂરું પાડવામાં આવશે.

*બહારગામના ઓર્ડરો પર ખાસ ધ્યાન આપવામાં આવે છે.*

## પુષ્પ:— જહન્નમની ખાડીમાં —:પહેલું



અમારા બચુકડા ગામમાં આસરે એંશી વરસ ઉપર કાકા ભગવાનદાસ નામના એક કટ્ટર સનાતની કુંડાળા દેવલાં રહેતાં હતાં. એમના શરીરનો આકાર ગોળમટોળ ફુટબોલ જેવો હતો, એટલુંજ નહિ પણ એ ઉપરાંત અમારા એ કાકાશ્રી પૂરા અક્કલના બમરડા હતા, અર્થાત એમનામાં બુદ્ધિનું બિન્દુજ ટપકાવવું પિતા બ્રહ્મા ભૂલી ગયા હતા.

દેવી **શા**રદા સાથે બારમો ચંદ્ર ધરાવનાર યાને બ્રહ્મતનયા દેવી **સ**રસ્વતી સાથેના અસહકારના યુદ્ધમાં સંપૂર્ણ વિજયકીર્તિ વરનાર કાકાને અમારા આખા ગામના લોકે "**ભગા કાકા**"નું મોઢું મલકાઈ પડે એવું સુંદર ઉપનામ યાને ટાઇટલ એનાયત કર્યો હતો. ભણવામાં સાતેસાતની નામના મેળવનાર, અને દરરોજ ડાબા હાથનો પહેલો નંબર પૂરાવનાર કાકાને તેમના સમાન વયના સખાઓ તરફથી "**ભગાના ભાઈ**"નો રમુજી તખલ્લુસ વાતવાતમાં અર્પણ થતો.

જગતમાં જન્મીને કાંઈપણ નવું-જુનું વેતરી બાપદાદાની આબરૂ ઉપર અજવાળું નાખી જવું, અને મુવા પાછળ પોતાનું મધુરૂં નામ લોકોને હોઠે અને હોઠે મૂકી જવું, એ અમારા **ભ**ગાભાઈનો Motto

અર્થાત મુદ્રાલેખ હતો. એટલે સાડાસત્તર વરસની ઉંમરથીજ એમણે ભણવાગણવાનું નેવે મુકી શોધખોળ કરવા તરફ પોતાનું ભેજું પટકવા માંડ્યું. દુનિયાના દોઢડાહ્યાઓ કરતાં કંઇક નવું મ્હારે કરી જવું, એવાં શેખચલ્લી જેવા તરંગમાં ને તરંગમાં કાકાને બગાસા આવવા માંડ્યાં. આળસ ખાધું ન ખાધું, ત્યાં તો કાકાની આંખલડી ઘેને ઘેરાઇ ને મિંચાઈ, એમના જીવનને ઉંઘમાંય કળ પડી નહિ, તે નિદ્રાદેવી પાસે મગજમારી કરવા દેવાની રજાચીઠ્ઠી મેળવી તાબડતોબ સોનેરી સ્વપ્નામાં દીલ ધ્રુજાવનારી કકડધસ શોધ કરવી એમણે શરૂ કરી અને તે નીચે પ્રમાણે।

ઉંઘમાં ને ઉંઘમાં કાકાએ વેદ પુરાણ ને સ્મૃતિ તથા ઉપનિષદોના ધર્મગ્રંથો ઉથલાવી ઉંધા માર્યા પછી પોતાને એમાંના કેટલાક સુત્રોમાં ફેરફાર કરવાની જરૂર જણાયાથી નોંધપોથી કાઢી તેમાં લખવા માંડ્યું, કેઃ—

(૧) હવેથી વરપક્ષને બદલે વહુપક્ષવાળાઓએ જાન લઈ જવી.

(૨) વરઘોડાને બદલે વહુ–ઘોડો કાઢવો; વહુને ઘોડે બેસાડી વરરાજાને આંગણે પરણાવવા ને પોંકાવવા લઈ જવી.

(૩) માથરૂં અથવા લગ્નમંડપ વહુને આંગણે નહિ પરન્તુ વરને આંગણે બાંધવો. કલાવતી–મંડપને બદલે કલાવન્તો–મંડપ કે એવું જે કાંઇ નામ હોય તે ચીતરવું.

(૪) સમય વર્તે મામાએ વરરાજાને મંડપમાં પધરાવવા. કન્યાદાનને બદલે વરદાન દેવાં.

(૫) પરણ્યા પછી વર વહુ ને લઇને નહિ પણ વહુ વરને લઈને પોતાને ઘેર જાય. આગળ વહુને પાછળ વર ઘુંઘટ તાણી પ્રદક્ષિણા કરે ને ચાલે.

(૬) પ્હેલે આણે વહુ વરને તેડવા જાય, અને વર પોતાને પીએરથી સાસરે અર્થાત્ વહુને ઘેર વિદાય થવાનો લ્હાવો લૂટે.

(૭) જેવી રીતે કદીમદી વહુ વરની રજા લઈ પોતાને પીએર જઈ

આવે છે, તેમ વર વહુની રજા લઈ થોડાંએક દીવસ પોતાના માબાપને ઘેર મળવા જઈ આવે.

(૮) પુરુષ પાણી ભરે, રાંધે, કચરોપુંજો કાઢે, ઘર સંભાળે, ને છોકરાં સાચવે, જ્યારે સ્ત્રી સ્વતંત્ર રીતે બ્હાર હરીફરી નોકરી કરે, કમાઈ લાવે.........વિગેરે.........વિગેરે.........વિગેરે.........

* * * *

'પવન તેરી પીઠ' વખતના વહેવા સાથે માણસોએ પણ વિચાર અને વર્તનમાં પલટો કરવોજ જોઈએ, એવો અમારા ભગાકાકાનો પ્રીન્સીપલ હતો, અને તદ્ અનુસાર જે કંઈ એઓ જોતા ને વિચારતા તેનાથી તદ્દન ઉંધીજ દિશા તરફ એમની સુધારાની યોજનાની ધજા ફરફરતી.

બીજે દિવસે પોતાની સ્વપ્નામાં કરેલી આ શોધખોળ તેમણે ગામને ચોરે ન્યાતીલાને ભેગા કરી કહી સંભળાવી. પણ અફસોસ ! બધાંએ બિચારાને હા...હા...હી...હી કરી હસી કાઢી. એમના ઉત્સાહને તોડી પાડયો; એટલે આ સ્વાભિમાની રત્ન લાગલુંજ બેકદર ગામડીઆઓને છોડી ત્યાંથી ન્હાઠું. એમણે જાણ્યું, કે ગામમાં ને ગામમાં કંઈ શુકરવાર વળે એમ લાગતું નથી, માટે જો મ્હારે મ્હારી અક્કલના એક પછી એક અજબ નુસખાનો સ્વાદ આખી આલમને ચખાડવો હોય, તો લોકહિતાર્થે, જનકલ્યાણાર્થે ગૌતમબુદ્ધની માફક ગામેગામ અને શહેરેશહેર રખડવું જોઈએ. મુસાફરી કરવાની એમણે મનમાં ગાંઠ વાળી, અને એક દિવસે મંગલ મુહૂર્ત જોઈ એઓશ્રી પાંચ અમારા ગામને સાષ્ટાંગ દંડવત્ કરી અખતરા કરવા–શોધખોળથી સૃષ્ટિને ચકિત કરવા બ્હાર પડયા.

તેઓ શ્વાસભેર સ્ટેશને તો આવ્યાં, પણ કઈ ગાડીમાં અને ક્યાં જવું ? તેનો કંઇજ વિચાર સરખો હજુ તેમણે ન્હોતો કર્યો. તેમ છતાં ગજવામાંથી એક ચકચકતું સફેદ પોળીઉં ફેંકતાં તેમણે ટીકીટ માસ્તરને કહ્યું: "લ્યોજી, જરા જલ્દી ટીકીટ આપજોજી."

"પણ તમારે કઇ ગાડીમાં જવું છે ?"..."જે હાથ લાગે તે."

"પરન્તુ ગાડીને તો હજુ ઘણુ વાર છે."

"છોને હોય, તેમાં મ્હારે શું ? મ્હને વાર નથીને, મ્હારે તો જેમ બને તેમ જલ્દી જવું છે."

"પણ ગાડી આવ્યા વિના ક્યાં જશો ?"..."ત્હારા બાપને ત્યાં."

ઉકળેલા ભગાકાકા હવે એના લંબાણ સવાલજવાબથી તપી ગયા. ટીકીટ માસ્તર પણ સમજી ગયો, કે 'આ કોઈ ગામડીઓ ગમાર લાગે છે.' એટલે તેણે પણ ખાસ્સુ એ રૂપેરી ચકતું ગજવામાં સેરવતાં પૂછ્યું: "વારૂ ક્યાં જવું છે ?"

"**જહન્નમની ખાડીમાં.** મ્હારા ભાઈ ! તું ક્યેં કલાકથી પૂછ પૂછ શું કરે છે ? ઝટ પૈસા લેતો પરવાર ને ટીકીટ દેતો પરવારને, કે થયું."

અને તે પછી ? ટીકીટ માસ્તરે પણ ખાસ્સી એ નગદ કલદારની લગડીને સ્વાહા કરી ચાર રૂપીયાની પાસેનાજ સ્ટેશનની ટીકીટ પકડાવી દીધી. જે લઇ કાકા કાળું પડાવતાં કે દોડયાં. બાપજન્મે કાકાએ આગગાડી જોયેલીજ નહિ, એટલે દેખાદેખી પુલ ઉતરી ઉંધીજ બાજુના પ્લેટફોર્મ ઉપર જઇ ચડયા. તે અરસામાં એક માલગાડી ત્યાંથી પસાર થતી હતી, તેને પકડવા એમણે તો "ઉભી રહે, અલી એઈ ! ઉભી રહે...મ્હારે આવવું છે." કહેતાં Running race દોડવાની શરત મૂકી.

આખરે દોડતાં દોડતાં નસીબ જોગે માલગાડી લાંબી હોવાથી કાકાના હાથમાં એક બકરાનો ડબ્બો આવી ગયો. અર્ધું બારણું ઉઘાડું રાખી બકરાનો રખેવાળ તેમાં બેઠો બેઠો હોકો ગગડાવતો ને "ઝાંપે ત્હારી ઝૂંપડી..." એમ સંગીત લલકારતો બેઠો હતો, ત્યાં આપણા ભગાકાકાને ઓચિંતા ભમતા ભૂતની માફક ફાટી નીકળેલાં જોતાંજ તેણે તો "ચોર...ચોર..."ની બૂમ મારવા માંડી. પણ ભગાકાકાએ તેને ગરદનમાંથી પકડી શાન્ત પાડી સમજાવ્યો, કે 'પોતે એક શોધક છે, અને જો તે પોતાને જોઇતી માહીતી પૂરી પાડશે, તો પોતાના શોધના પુસ્તકના બે બોલમાં તેનોય આભાર માનવામાં આવશે."

ડબ્બામાં બેઠાં બેઠાં કાકાએ નોંધપોથી કાઢી નોંધતાં નોંધતાં તેને સવાલ કર્યો: "અલ્યા ત્હારૂં નામ?"..."મ્હારૂં નામ લખો."

"ત્હારા બાપનું નામ?"..."ભૂંસો."

"ત્હારૂં ગામ?"..."સમારગામ."..."એ...જાતે?"

"બાપૂ! અસ્સલ તો અમે ઠાકરડા...રાજપૂત...કેડે તરવાર બાંધતા, પણ આજ તો આ વાંકા દાંતરડા રાખીએ સીએ, અને ખેતી ને ઢોરઢાંખરનો ધંધો કરીએ સીએ."

"પણ ધરમ કયો પાળો છે, તે ભસી મરને?"

"અમારે સમાર, ઘેડ, લાલીઆને વળી ધરમ કેવાં ને કરમ કેવાં?"

"હેં! અલ્યા તું ચમાર છો?"

"હા...ચ્યમ બાપૂ!"

"અને ધંધો આ..."

"હા, બાપૂ! આ હવાર–હાંજ બોકડાનું દૂધ ગામમાં વેચું સું, અને આખો દી ખેતરમાં હળ ને દાંતરડું..."

"ઓહ! હું કટ્ટર સનાતની ચમારના ડબ્બામાં? અલ્યા, પણ તમે લોકો શુદ્ર! તમને દાસત્વ અને સેવા કરવાનો સનાતન વંશપરંપરા અધિકાર, તે શાસ્ત્રોકત પ્રણાલિકાઓને ઉંચે મૂકી આજ વેપાર કરવા લાગ્યા?"

"બાપૂ! પણ ઈ તો હવે ગામમાં કાં લારા હેરમાંયે હાલ્યું જાય સેને? દુબરાના પોરીઆઓને જનોઈના તાંતના પેરાવી બામણીઆ વીહીમાં પીરહવાને રાખેસે, હોટલમાંના ચાય–પાણી ને મુસલમાનને તાંના સોડા–લેમન હાલેસે, મીંઢાના થુંકસી પલારેલાં પોંતરા અને દોરાવાલી બીડીયો મોટા જન્ટલીમેનો ફૂંકેસે, શહેરના લોટ, પાણી ને મોઢું એ ત્રણે જેમાં આવે સે, એ લુહાણાના એંઠા સેવ–મમરા (ભુસું) ખાવામાં આભરછેટ કે ધરમને બાધ નથી નડતો, તો પછી અમને અડવામાંજ,...આમ કાં...આટલા બધા..."

"પણ અલ્યા! એ હંધુ શહેરમાં હાલતું હશે, પણ હું તો ગામડાનો છું, ધર્મચૂસ્ત છું... આઘો ખસ...આઘો ખસ...તમે લોકો તમારે કર્મે નીચ થયા છો, ને કહેવાયા છો? કોઈ દી દેવ-દર્શને જાવ છો? ભગવાનનુ નામ લ્યો છો?"

"શેઠજી! મંદિરોમાં દેવતાની મૂરતી હુધી વીજરીના દીવા (ઇલેકટ્રીક લાઇટોનું ફીટીંગ) કરવા ઓલ્યા મુસલમાનો જઈ શકે, મંદિર રંગવા માટે રંગારા માંય ગરી શકે, અને અમે અંદર ગરીએ, અમારો છાંયો પરે તો કહે સે કે દેવ ને પૂજારી અભડાઈ જાય, ઈ ક્યાંનો ન્યાય? વરાછા જેવી ટાંકીએ ઓલ્યા ઘેડ પાણી ચડાવે, તે પવિતર ગણીને પી જાય, ઘેડ ચલાવે એ આગગાડીના ડબ્બામાં મેરજાદીઓ મોજથી જાતરા કરવા જાય, દુબળા–નરડા જેવી હલકી કોમો પરસેવાના ટીપાં

પાડી અનાજ પકવે, એને કાચ્ચાં ને કાચ્ચાં મ્હોમાં મૂકતાં ન વિચારે, ગંદા (મળમૂત્રના) ખાતરથી, ગંદા પાણીથી, ગંદી જગીયોમાં ઉગતાં ફળફળાદિ અને શાકભાજી સુખેથી ખાય, આંચર જેવી ગંદી જગીવાએથી સરીરના માંસ ને ચરબીના ભાગમાંથી ચૂસાઇ નીકરતા દુધ નામના તત્વનો હંધી આલમ પાણીથીય પવિતર માની ઉપયોગ કરે, ગંદા ગૌ-મૂતરને ગંગાજરના આચમન હસતે મોઢે લેવાય, ને અમારૂં નામ દેતાં, અમારે ઓરે ઉભા રહેતાં અભડાય! એ તમારી દેખારવાની હાલી હાંભિકતા નહિ તો બીજુ હું?" દુનિયાને સું? એ તો આંધરી ને દીવાની સે! આંખે દેખે એનુંજ એને ઝેર સે. બાકી અંધારામાં દુધ કહીને છાસ દેવાના પોલ તો કંઇ કેટલાંય હાલ્યાં જાય સે, અને તેથીજ અમારે પણ આ જાત-ભાત સુપાવી પાપી પેટને પોસવા આ ધંધો કરવો પડે સે. યે બાપૂ! ઈ તો "થાય હવિ થઇએ તો જગ વચ્ચે રઇએ."

"એ બધું ખરૂં, પણ તમે લોકો આ બોકડાના દુધ પાઇ પ્રજાને નિર્માલ્ય બનાવતાં ક્યાંથી થયા?"

"જાુઓને બાપૂ! અસ્સલ આપણા રષિ-મુનિઓ ને ભરામણો ઘર દીઠ ગાય પાળતાં ને પશુઓના પૂજન કરી તેમને નિભાવતાં! આજ તો હવે એ હંધા વખત હાલ્યાં ગયાં. ગાય ને બોકડાં તો હવે જલ્લાદની છૂરી નીચે રેંસાય સે, ગાય ને બદલે હવે ભેંસોના દુધ દોવાય સે, ત્યાં પછી અમે બોકડાના દુધ.........."

"ચાલ...જવા દે એ વાત...તું તો આગગાડીમાં વારંવાર જતો આવતો હશે, એટલે ત્હને તો ખબર હશે, કે આ આવડી મોટ્ટી આગગાડીને ખેંચી કોણ જતું હશે?"

"લ્યો બાપૂ! ઇમાં તે શું જાણવાનું હોય? વરી...દેવતા..."

" એમ ? એનામાં એટલું બધું દેવત હશે ?"

" કેમ નહિ બાપૂ ! આપણા શાસતરમાંજ એવી જુની કેવત સે ને, કે ( દરદીને શેક કરીએ છીએ તે ) જે ની કરે મા ને બાપ, ઇ કરે તાપ."

" બરાબર છે, બરાબર છે..." કહેતાં સ્ટેશન આવી પહોંચતા ગાડી અટકતાં કાકાએ નીચે પડતું નાખ્યું.

આગળ ચાલતાં એક મુસલમાનને ત્યાંથી પસાર થતો તેમણે જોયો, કે તુર્તજ તેમની સાથે જાણી જોઇને તેઓ અથડાયા. પેલા ભેજાના ફાટેલા મુસ્લીમ બિરાદરે કાકાના કલાઇ જેવા લીસા ચળકતા તાલકામાં પતાક દેતી કે એક થપ્પડ જડી દીધી. માથું પંપાળતાં કાકા ઉભા થયા.

" સાલે ! અંધે હો ! ઇતના બડા હો કર ભી દેખતે નહિ હો ?"

" માફ કરના, મીયાં જી ! મેરેકુ...છે ને તે...મેરેકુ સાલે એક ચમારને છૂત કર દીયા થા. ઇસી લીએ પીર ન્હાનેધોનેકી ખટપટમેંસે છૂટનેસે ઇરાદેસે મૈંને શોચા કી લાવ, કાઇ મુસ્લીમ બિરાદરકા જાફર છૂ લઉં...કી ઠીક હો જાય, ઇસી લીએ...માફ કરના...દિલ્લગી જનાબ..."

એના ગયા પછી મુસલમાનને અડકી લઇ પવિત્ર થયેલ કાકાએ નોંધપોથી કાઢી વિચાર કરવા માંડયો કે: " આ એક કાળા ભીમસેન જેવા લોખંડના એન્જીનના પેટમાં દેવતા ભરીએ છીએ, તો તે આટલા બધાં અલમસ્ત આખલા જેવાં ડબ્બાઓને ખેંચી જાય છે, એટલે એ ઉપરથી સિદ્ધાંત નિકળે છે, કે દેવતા એ વસ્તુમાં પુષ્કળ દેવત હોવું જોઇએ."

એટલામાં એમની નજર લારી ઉપર માલ ભરી તેને ખેંચી જતા મજુરો ઉપર પડી. એમણે તુર્તજ નોંધપોથીમાં સેરો માર્યો: "ગાડી ઉપર પોટલાં ઉંચકનારા કુલી-મજુરોએ રોજ શેર શેર બશેર બશેર દેવતા ખાવો, જેથી તેઓ પણ એન્જીનની માફક ગાંસડા-પોટલાં વગેરે સામાન સ્હેલાઇથી ઉપાડી શકે."

આગળ ચાલતાં **ભ**ગાકાકાને ત્યાં ફરતાં એક છોકરાએ પૂછ્યું: "શેઠજી! ચહા લાઉં?"

**ભ**ગાકાકા કશું સમજ્યા નહિ. તેમણે એને સવાલ કર્યો: "ભલા! એ શું કામમાં આવે?"

"પીવામાં."

"એને પીવાથી શો લાભ?"

"ઉંઘને ઉડાડે છે. ભૂખને ભગાડે છે. જાગૃતી લાવે છે..."

"ઓહોહોહો! ત્યારે તો લાવી નાખ દોસ્ત! લાવી નાખ."

એક આનો આપી ચાહ પીધો. પીધા પછી નોંધી લીધું કે: "હિંદુસ્તાન દેશ ગરીબ છે. એને બે ટંક ખાવાને માટે પણ પૈસા નથી. તો દરરોજ ખાવાની કરકસર કરી દિવસમાં બે ત્રણ વખત આ પીણાનો ઉપયોગ કરવો, અને સરકારે પણ દિન પર દિન એના પીઠાઓ (હોટલો) નો ગલીએ-ગલીએ ગરીબ લોકોને ખાતર પ્રચાર થાય, તથા સસ્તો વેચાય તે તરફ ખાસ ધ્યાન રાખી તાત્કાલિક પગલાં લેવાં."

આગળ શહેરમાં ચાલતાં એક દુકાને (BAR) બે પારસી જેન્ટલમેનોને કાચના ગ્લાસમાં કંઇ લાલ રંગનું પાણી પીતા જોયાં. એટલે એમને એ પણ એક નવાઇ લાગવાથી ત્યાં ધસી જઇ તેમને પૂછ્યું: "ભલા! આ શું છે?"

"વીસ્કી."

"એને ગળામાં ગરગટાવવાથી કંઇ લાભ ?"

"શરીરમાં તાકાત લાવે, સ્ફુર્તી આવે."

કાકાએ એનો પણ કટાણું મોઢે એક ગલાસ મોઢે માંડી સ્વાનુભવ કરી નોંધી લીધું, કે: "હિંદુસ્તાનનો પાછલો ઇતિહાસ તપાસતાં માલુમ પડે છે, કે રાજાઓ શત્રુના સૈન્યને છૂંદવાને આ લાલ ગંગાજળનો હાથીને પાવામાં ઉપયોગ કરતા હતા, પરન્તુ હાલના સંજોગો જોતાં તો નિર્બળ અને ડર્રી હિંદુસ્તાનના લોકોનેજ શુરવીરતા પ્રકટાવવાને માટે આ ઇલાજની—ઈંજેકશનની ખાસ જરૂર છે. સરકાર માબાપ પોતાની પ્હેલી સગવડે અફીણ—ચાહ ને તાડીની પેઠે આ પાણીના પણ ઠેર ઠેર લાઇસન્સ આપી હિંદીઓના હીત જાળવવાને પગલાં ભરે !"

આગળ ચાલતાં ચાલતાં કાકા નદી આગળ આવી પ્હોંચ્યાં. સાંજ પડવા આવી હતી, એટલે ખેતરમાંથી કામ કરી પાછા ફરતાં બેચાર દુબળાઓ નદીમાં ન્હાવા પડયા હતા. આપણા જિજ્ઞાસુ ભગા-કાકાએ આવી તેમને પૂછયું: "અલ્યા ! અત્યારે કયમ ન્હાવ છો ? કોણ મરી ગયું છે ?"

એક દુબળો સમજ્યો, કે આ હસમખોર અમારી મશ્કરી કરે છે, એટલે તે ક્રોધમાં ને ક્રોધમાં બોલ્યો: "ત્હારો બાપ !"

"હેં...ઓહ્ મ્હારા બાપરે..." કહેતાં અક્કલના ખાં ભગા-કાકાએ તો રામનામની પોક મૂકી ખોળીઉં નદીના ઠંડા પાણીમાં પ્હે-રેલાં પાંચે કપડાં સાથે બોળી નાખ્યું. પેલા દુબળાઓ તો એની આ મૂર્ખાઇ ઉપર હસી હસીને ગાંડા થઇ ગયા. ધ્રૂજતે શરીરે કાકા બ્હાર

નીકળી પછી બોલ્યા: "ભાઇ! તમે અમારીજ ન્યાતના હશો. મ્હને તો હવે સોળ દિવસનું સૂતક પડ્યું. મ્હારે આ ભીના કપડાં બદલવા છે. તમારૂં ઘર ક્યાં આવ્યું?"

"**જહન્નમની ખાડીમાં.**" પેલા મશ્કરાએ પાછો જવાબ વાળ્યો.

"**જહન્નમની ખાડીમાં.**" **ભ**ગાકાકા ટટાર થઇ ગયા. "જુઓ ભાઇ! હું એક શોધક છું, અને ન્હાનપણમાં મ્હારા દોસ્તદારો વાતવાતમાં રમતાં રમતાં જરા કંઇ તકરાર થાય, કે તુર્તજ "ન રમવું હોય તો જા **જહન્નમની ખાડીમાં.**" એમ બોલી પડતાં. ત્યારની મ્હેં મનમાં ગાંઠ વાળેલી કે એ પ્રખ્યાત જગ્યાનો ઇતિહાસ શોધી મ્હારે બ્હાર પાડવો. ભલા! તમે મ્હને એ ક્યાં આવી? એ દેખાડશો, તો મ્હોટો ઉપકાર!"

પેલા મસ્કરા દુબળાએ **ભ**ગાકાકાને બનાવવાને કહ્યું: "પટેલ! ઇફા જાવ. જુઓ પેલી સ્હામી જગ્યા દેખાય છેને, પેલો બ્રાહ્મણ બેઠો છે...બસ ત્યાં..."

"બહુ સારૂ." કહી ભીને કપડે અને હરખાતે હૈયે કાકા ત્યાં દોડ્યાં.

ઉંચા કિનારાની નીચે નદીનો કાદવ ને પાણી હતાં. કાંઠે એક બ્રાહ્મણ માળા લઇ નિત્યકર્મ કરી રહ્યો હતો. તેને **ભ**ગાકાકાએ પૂછ્યું: "બ્રહ્મદેવ! **જહન્નમની ખાડી** આજ કે?"

પણ સાંભળે છે કોણ? છતાં માળા ફેરવતાં ફેરવતાં ૧૦૮મો મણકો આવતાં માળા સાથે આંખ અડાડવા એની ડોકી એજ વખતે જરા નીચી નમી, એટલે **ભ**ગાકાકાએ માની લીધું, કે: "હા પાડી." એ તુર્તજ નોંધપોથી કાઢી નોંધવા મંડ્યા.

"મશાણકાંઠે **જહન્નમની ખાડી.** ૫૦૦ ગજ લાંબી ને ૨૦૦ ગજ પ્હોળી. પણ ઉંડાઈ કેટલી? અરરરરર! હવે શું કરવું? પણ **ભ**ગાભાઈ કાંઈ એમ ગાંજ્યાં જાય એમ ન્હોતાં. આ નવો નુસખો હાથ આવેલો તે એમ સહજમાં નાસીપાસ થઈ મૂકી દે એવાં ઢીલાંપોચાં ન્હોતાં. તેમનામાં આ નવી બાબત પ્રસિધ્ધ કરી નામના મેળવવાની ધગસ હતી. નોંધપોથી પાસેજ પડતી મુકી ઉંડાઈ માપવા તેમણે અંદર ભૂસકો માર્યો. પરન્તુ યા ખુદા! કાદવ એટલો તો ઉંડો અને પોચો હતો, કે **ભ**ગાભાઈ આખા ને આખા એમાં ગરક થઈ ગયાં. ગયા તે ગયા આજની ઘડી ને કાલનો દહાડો. હાલ તેમણે પાતાળમાં શેષનાગ સાથે સારી દોસ્તી બાંધી છે, ને ત્યાં ખાઈ પી અમન-ચમન લ્હેર ઉડાવે છે. મળવા ઇચ્છનારે એજ રસ્તો લેવો.

ગામમાં જતે દહાડે ખબર પડી. એટલે લોકો **"જહન્નમની ખાડી"** કેવીક હશે? તે જોવાં ઉલટયાં. ત્યાં કાકાની કિનારે પડેલી નોંધપોથી જડી, જેમાં ઉંડાઈની શોધ સિવાય સઘળી શોધ લખેલી હતી. આ સેવકે તે સઘળી શોધોને પ્રકાશમાં મૂકી કાકાની અમર નામના કરી છે. પાતાળમાં પડયાં પડયાં પણ કાકા તેને માટે સેવકની પીઠ થાબડતાં હશે! પરન્તુ અફસોસ! કે હજુ અમારા એ **ભ**ગાકાકા જેવો કોઈ વીરલો નર આખી આલમમાં નથી પાકયો, કે જે કાકાની અધુરી રહેલી એ ઉંડાઈની શોધ પૂરી કરે? અસ્તુ! અમારા **ભ**ગાકાકાના પ્રખ્યાત નામ ઉપરથી હજુ ગુજરાતીમાં એ કહેવત ચાલી આવે છે, કે:—**"ભગાના ભાઈ જેવો છે."** એ અમારાં **ભ**ગાકાકાના પ્રતાપ, હો!

* એમની જયંતી ઉજવવી આવતી કાલે અને સંવતસરી ઉજવવી ગઈકાલે! *

* પુષ્પ બીજું *

# હજીરાના હવાપાણી

[ એક રમુજ કહાણી ! ]

---

પ્રયોજક:—"પુષ્પ."



મુંબઈ. "હિંદુસ્થાન અને પ્રજામિત્ર."

## ફક્ત એકજ વાર

### —:અમારે ત્યાં આવો:—

અમારી મજબુત ટ્રન્કો તથા હેન્ડબેગો અને ટ્રાવેલીંગ બેગો તમારી કીમતી ચીજો, જોખમના કાગળો તથા ભારે કપડાંઓ રાખવાને માટે આજે ઘેર ઘેર એકજ અવાજે ઉમદા અને બીનહરીફ સાબીત થઇ ચૂકી છે.

..................તથા..................

સ્ટીલ ટ્રન્ક
ફેકટરી
પાવર
બટન



ઇલેકટ્રીક
નોવેલ્ટીના
પ્રખ્યાત
વેપારી

# આહમદ એન્ડ કુંપની

કણપીઠ
બજાર




સુરત

ઇલેકટ્રીક તથા બેટરી-પાવર વિગેરેને લગતો તમામ જાતનો નોવેલ્ટીઝ એન્ડ વેરાયટીઝ સામાન જથાબંધ તથા ફુટક બહાર ગામ પણ પૂરતી કાળજીથી પૂરો પાડવામાં આવે છે.

**એકજ ભરોસાપાત્ર દુકાન**

છપાય છે. **વીર પૂજન.** છપાય છે.




પ્રયોજક: શ્રી. "પુષ્પ." મૂલ્ય રૂ. ૦-૮-૦

પુષ્પ:— **હજીરાના હવાપાણી** —:બીજું.

# હજીરાના હવાપાણી



"નહિ...નહિ...બસ એ તો એજ. માણસોજ મુસાફરીએ નિકળે છે, કંઇ જનાવરો નથી નીકળતાં, અને બસ તેજ પ્રમાણે આ સેવક પણ **હજીરાની** હવા ખાવા જવાના જવાના ને જવાનાજ. લે બોલ, તું કહી રહી? સાક્ષાત્ બ્રહ્મા પણ મ્હારો આ નિશ્ચય હવે ફેરવવા શક્તિમાન નથી." ઘેલાભાઇએ તેલની ઘાણી ઉપર બેઠાં બેઠાં પોતાની એકની એક અર્ધાંગના ગંગાને પોતાનો આ પ્રોગ્રામ સંભળાવી દીધો.

વાતનો મુદ્દો એમ હતો, કે ઘેલાભાઇ જ્ઞાતિએ ઘાંચી હોવા છતાં જરા ચાર ગુજરાતી ચોપડી ભણેલા હતા, એટલે પ્હેરવા-ઓઢવામાં જરા શોખીન અને સ્વચ્છ હોવા ઉપરાંત એમને કંઇક વાંચવા-લખવાનો પણ શોખ હતો. ન છૂટકે એમણે જો કે પોતાના બાપદાદાનો વંશ-પરંપરાથી ઉતરી આવેલો આ તેલની ઘાણીનો ધીકતો ધંધો ન્હાનપણથી જ વધાવી લીધો હતો, છતાં એમના ભણ્યા પરન્તુ ગણ્યા નહિ જેવા ધરગથ્થુ જન્મસંસ્કારે એમનું ચિત્ત ચકડોળે ચઢાવ્યું. ગઇ કાલેજ એમણે **સુરતના** પ્રસિદ્ધ અઠવાડિક પત્ર "**પ્રતાપ**" માં એમ વાંચ્યું, કે 'સ્વર્ગવાસી રાજકવિ કલાપીએ કાશ્મીર જઇ, જોઇ પાછળથી **કાશ્મીરનો પ્રવાસ** એ નામનું પુસ્તક લખ્યું, અને એને લઇને એઓ બહુજ પ્રકાશમાં આવ્યાં.'

અને એટલું વાંચ્યા પછી આપણા ભેલાભાઇના મગજમાં પણ એજ પવન ભરાયો, એજ ભૂત ભરાયું. દિવસે ઘાણી ઉપર બેઠાં બેઠાં અને રાતના સૂતાં સૂતાં ઉંઘમાં પણ એમને એનાજ સ્વપ્ના આવવા લાગ્યાં. એટલે સ્હવાર પડતાંજ એ ઉછળતાં ઉર્મિભર્યાં હૃદયે પણ સાહિર શ્રી. કલાપીનુંજ અનુકરણ કરી પ્રસિદ્ધિમાં આવવાનું નક્કી કર્યું. પોતાના બાપદાદાના સનાતન ધંધાને એમણે સાષ્ટાંગ દંડવત્ કરતાં પોતાનો જંગી પ્રોગ્રામ પોતાની ગૃહલક્ષ્મી ગંગાને કહી સંભળાવ્યો:

"સાંભળ્યું કે ?"

"શું કહો છો ?"

"આ ત્હારો ભણેલો ભરથાર આજ રાત્રેજ હુજરાને પ્રવાસે ઉપડી ત્યાંથી પાછા ફરી એક પુસ્તક લખી નામાંકિત થવા માંગે છે."

"હવે બેસો બેસો. ડોબાના પૂંછડાં આમળતા આમળતાં વળી એ શું ઘેલું લાગ્યું ?"

"તું અભણ અનએજ્યુકેટેડ ઓરત ! એ સાહિત્યના ગહન વિષયને ન સમજી શકે. ગાંડી ! જો આપણે પણ મ્હોટા લોકોની માફક મુસાફરી કરીને પ્રવાસ–ફ્વાસ જેવું કંઇક ઘસડી મારીએ, તો આપણા પણ માનવંતા મુબારક નામ છાપાઓમાં બ્લેક ટાઇપમાં ફોટાઓ સાથે છપાય. આહાહાહા ! પછી આપણો એ (છાપ) શું પડે ? અને લોકો પણ જાણે કે "હુંય કંઇક છું, મ્હારામાં પણ કંઇક છે !" કેમ બોલી નહિ ? હેં અલી ! નહિ તો દુનિયા શું જાણે કે આવી અક્કલાતુન મંગળ મૂર્તિઓ પણ ખૂણેખાંચરે અણુપૂજી દટાયેલી છે ?"

કચરાપટ્ટીમાંથી ઝંપ દેતા કે બહાર આવી કોહીનુરની માફક ઝમકવાની લાલસાએ સેવક બ્હાર તો પડયા. પત્નીને પોતાનો પ્રોગ્રામ પણ રૉકમાં ને રૉકમાં સંભળાવી દીધો. પણ જમાનાની ખાધેલ મ્હારી બંગલીને મનાવવી એ કંઇ જેવી તેવી સ્હેલ વાત ન્હોતી! છતાં આપણા ભણેલગણેલ બેજાને પ્રિયતમા ગંગાને સમજાવી-પટાવી મહીયર ભેગી કરતાં બહુ મુશ્કેલી ન નડી. હવે સેવક **હજીરાના હવાપાણીએ** જવા ગાંસડાપોટલાં બાંધવા મંડયાં.

'પબ્લીકમાં પ્રકાશમાં આવીશ' એ વિચારે બંદાની ખોપરીમાં બમણો પવન ભરાયો, ને છાતીના પાટીયાં તો ગજ ગજ ઉંચા ઉછળાવા મંડયાં. પેટી ઉઘાડતાં કોરાં ને કકડતાં ધોયેલાં સફેદ કપડાં પ્હેરતાં કે સેવક રાતોરાત છત્રી ને પોટલી બગલમાં મારતાં સ્ટેશને દોડયાં. સમય સુમારે સાડા આઠનો થયો હશે! ગાડી ક્યારે આવે છે? ને ક્યારે જાય છે? તે જાણે મ્હારો બાપ. રામ ભરોસે જે બને તે ખરી. જીંદગીમાં કોઈ દિવસ મુસાફરીએ નીકળ્યો હોઉં તો આજે પ્હેલવ્હેલો. એટલે ક્યાં જવું? કેવી રીતે જવું? કેમ જવું? એ બધું અલ્લાહને આશરે હતું. છતાં 'દેખ લેંગે' એ વિચારે આંખ મીંચી હું સ્ટેશન તરફ દોડયો. હું પૂરપાટ દોડતો હતો, ત્યાં તો એક અક્કલનો ઓથમીર ઓળખતો ભાઇબંધ અપશુકનીઓ થઇને રસ્તામાંજ ફુટી નીકળ્યો. ઘેરથી નિકળતાં એક તો ગાયને બદલે ગધાના, સૌભાગ્યવતી કે કુમારિકાને બદલે 'ઓ મ્હારા બાપરે' ની ગગનભેદી પોક્ર મારતાં નદીએ ન્હાવા જતાં રાંડેલાં-માંડેલાં બૈરાંઓના, અને બિલાડીના નહિ તો એના બાપ બિલાડાના પણ અપશુકન તો થયાજ હતા, તેમાં વળી એમનો નંબર કેમ જાણે અધુરો રહી જતો

હોય ! તેમદ એમાં ઉમેરાયો. એ ગુંદરીયાં અને વાતુડીયાં મીસ્તરે બિલ્કુલ મોઢડી આંખમાં મ્હને પબ્લીકમાં મ્હોટેથી બુમ મારી મ્હારૂં પોઝીશન ટેમ-ફરી નાખ્યું.

"અરે ઘેલુ! કેમ કેમ ? અત્યારે કઇ તરફ ? કયાં ચલાવ્યું ?"

"ત્હારા બાપને ત્યાં. અક્કલદ ખુ! ભમતા ભૂતની માફક તું વળી કયાંથી ફુટી નીકળ્યો ? ચાલ ખસ. જરા જાહેર રસ્તા ઉપર કોઇને કેમ બોલાવવો, તે સભ્યતા શીખ. છેકજ શું...આમ..." કહેતો કે હું એને ધક્કો મારી દોડયો.

"પણ ઉભો તો રહે, મ્હારે ત્હને જરા એક ખાસ...ખાનગી વાત..."

પણ એના એ ખાણુ-ઘી શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરી હું તો પવનવેગે પૂરા બાર હોર્સ પાવરની સ્પીડે દોડયો: મ્હને આમ કંઇ આપ્યા વિના છ પાંચ અગિઆરા ગણી જતાં જોતાં એણે કાન ફોડી નાખે એવી ભીમસેની પ્રચંડ બુમ મારી: "અરે ઓ ઘેલા! ઓ ઘેલા ?"

એનો રાક્ષસી-પડઘો ! યા અલ્લાહ ! બીજું ગુલામબાબા મીલનું રાક્ષસી ભુંગળુંજ સમજી લ્યો ! "અરે ત્હારી વાતને શું કહું ? અને ત્હને પણ સાથે...સાથે..." એમ મનમાં ને મનમાંજ હું એને સો બસો સરસ્વતીના કલ્યાણકારી શબ્દો વડે નવાજતો ડબલ પંજાબમેલની સ્પીડે દોડયો. પણ એમ આંધળા ઉંટની અને માતેલા સાંઢની માફક વગર ચશ્મે હું આંખ મીંચીને પાછળ જોતો આગળ યાહોમ ધસ્યો જતો હતો, ત્યાં તો અધધધધ ! એકદમ એકસીડન્ટ થયો. યા પરવર-દિગાર ! શુક્રે ઇલાહી ! ખુદાતાલા! બહુ ઉતાવળે બળી નહિ સારી તો!

એક સેકન્ડહેન્ડ ભાડુતી ખરીઆખરખર જેવી બાઇસીકલ ઉપર સ્વારી કરનાર મીસ્તર અને સેવક બંને સાથેજ ધબાયનમ! લઓધરમ! દેવી વસુંધરાને મ્હેં તો કેવળ લાંબા પડી સાષ્ટાંગ દંડવતજ કર્યા, પરન્તુ પેલા બાઇસીકલ ઉપર બેસનાર અપ-ટુ-ડેટ જેન્ટલમેનનો સીન તો આબાદ જોવા જેવો અને ફોટો પાડવા લાયક થઇ ગયો હતો! કાદવથી પચરંગી ચટાપટા વડે શોભતો એમનો નમૂનેદાર ડ્રેસ! એમની બાઇની સીકલ જેવી થયેલી સીકલ! અને નાકમાંથી સડસડાટ વ્હેતું રાતા સમુદ્રનું પાણી! (લોહી.)

આહા! પ્રવાસ તે આનું નામ! શું સમજ્યાં? જાહ્નુ ઋષિએ જાંગમાંથી જાહ્નવી યાને ગંગા નદી કાઢેલાં એમ મ્હેં તો શાસ્ત્રના પાના ઉપરજ વાંચેલું, પરન્તુ આજ તો નાકમાંથી આખા રાતા સમુદ્રને નીકળતો મ્હેં નજરેનજર સગી આંખોએ જોયો. ગંજવામાંથી ડાયરી કાઢી મ્હારા પ્રવાસનો આ બીજો યાદગાર અને અફલાતુન નમુનો હું નોંધી લઉં, ત્યાં તો મ્હારી સવા બશેરની નવીજ બંધાવેલી પાઘડી ઉપર ધડાક દેતો કે એક ધપ્પો પડયો. રૂવાળથી ઉંચે જોતાં અને સ્હામે થતાં દુશ્મન તરફથી ધસી આવતા દારૂગોળાના મારને પ્હોંચી વળવા તથા મ્હારો બચાવ કરવા હું પણ હવે મુઠ્ઠીઓ વાળી પાછલે પગે બહાદુરીથી પાછા હટી ભાગવાની શરૂઆત કરવાને તૈયાર થઇ ગયો.

મ્હને વાગ્યું તે તો જાણે નફામાં ગયું, ધૂળ નાખી, પણ પેલા વગર ઘંટડીના સાઇકલીસ્ટ સાહેબજાદા તો વળી તીન-પાંચ કરવા લાગ્યાં: કે "આંધળો છે? આંખે સૂજતું નથી? આવડો મોટો ઉંટ જેવડો વધીજ જાણ્યો છે? જરા સ્હામુ જોઇને તો ચાલતાં શીખ." અને હું તો એને સ્હામો જવાબ આપવાને બદલે બરાબર નાટકના ટેબ્લા

જેવોજ સીન કરીને ધ્રુજતો ઉભો હતો, તેમ છતાં પણ એ મીસ્તર તો ધસી ધસીને મ્હારી સાથે પરાણે બોક્સીંગનો દાવ રમવાને મ્હને હાથ પકડી પકડી ઘડીમાં ખેંચતા હતા, તો ઘડીમાં વળી ખભા પકડી હલાવતા હતા. અને જ્યારે મ્હેં મ્હારી જીંદગીના આ પ્હેલાજ યુદ્ધખાતાના અખતરામાં કોઇ પણ જાતની જીતની નિશાની બાકી રહેલી ન જોઈ, ત્યારે છેવટે અફસોસની સાથે મ્હારે મ્હારી વચ્ચેવચ્ચે આરામ લઇ ધુધવતી જીભ રૂપી સમશેરને મ્યાન કરવી પડી. મ્હેં નીચે મોઢે મ્હારી હાર અર્થાત્ ભૂલ કબુલી, અને આ મફતીઆ મેળો જોવા મળેલી મેદનીની વચ્ચે મ્હેં મ્હારૂં સવાબશેરનું લાલ ચણોઠી જેવું નવું પાઘડું ઉતારી બહાદુરી અને હિંમતથી માફી માંગી, સાત વાર જખ મારી, અને તેને હેઠે પાડયો. જ [illegible] મચેલ સાધુ અને પછી એ ગડબડનો લાભ લઇ સેવક તો કપડાંની ધુળવાળી મેલી ઘેલી પોટલી બગલમાં મારતો કે પાછો એરોપ્લેનની માફક હવામાં અધ્ધર ફલંગો ભરતો હું બાઘો આગીને ઉપડી જશે, તો હુજરે જવા રહી જઇશ, એ વિચારે સ્ટેશન તરફ દોડયો. ત્યાં તો અ...લ્લો...કેમ જાણે આટલો અનુભવ ઓછો હોય ! તેમ એક ચેવડાવાળા ભૈયાજી ખુમચો માથે મૂકી "ચેવડા મસાલેદાર, ગરમાગરમ...ઝનનનન" કરતાં ટેસ્ટમાં ને સંગીતના ધૂનમાં મસ્ત થઇને જતા હતા, તેમની સાથે ઘડીએ અને પળે પાછળ જોતાં અને દોડતાં સેવક આંખ મીંચીને સસ્નેહ ભેટી પડયાં. દાળ અને સેવનો પૃથ્વીદેવીને હાથે મંગળ હસ્ત-મેળાપ થઇ ગયો, અને ગાંઠીયા ચેવડા વિગેરેની તો વાતજ ન પૂછો ! વળી ભૈયાજીના માથા અને મોઢા ઉપર છપ્પન મસાલેદાર તીખી તમતમતી લહેજતદાર ચટણીના રેલા ઉતરતા જોઈ સેવકનું મોઢું તો

સહ્યું ન રહી શકયું. આપણા તો ભાઈને કહું કે બે હોઠ પ્હોળા થઈ ગયાં, અને દાંતની બગલાની પાંખ જેવી બત્રીસી જાહેર પ્રદર્શનમાં ભાગ લેવા ઉમેદવાર તરીકે બ્હાર પડી ગઈ. હસી હસીને પેટમાં દુખ્યું, એ તો જાણે ઠીક, પણ ખરૂં પૂછો તો તમારા સમ...મ્હોંમાં પણ પાણી આવી ગયાં.

યા હેજ્જત ! થોડી વાર તો મીયાંજી ખુમચ્યાને લ્યાંજ પડતો મૂકી મ્હારી પાછળ દોડયાં, પણ પછી તો બાપડા થાકી ગયાં. કયાં સેવકના પંજાબમેલની સાઠ માઇલની સ્પીડ અને ક્યાં એ અલમસ્ત અને વજનદાર શ્રીમાનની સાત માઈલની ગુડસ ટ્રેનની ઝડપ ! આસમાન અને જમીનનું અંતર ! ત્યાં પહોંચાય ક્યાં ?

હાંફતો હાંફતો હું સીધો ટીકીટ ઑફીસ આગળ આવી પહોંચ્યો. એક બડેખાને પૂછતાં જવાબ મળ્યો, કે 'ગાડી આવવાને હજુ વાર છે', એટલે સેવક એક બેન્ચ ઉપર શ્વાસ ખાવાને બેઠા. ગજવામાંથી ડાયરી અને પેનસીલ કાઢી આ અનુભવ નંબર ત્રીજો મ્હેં ટપકાવી લીધો. મ્હારા પ્રવાસની અત્યાર સુધીની રસિક કાવ્યમય નોંધ મ્હેં નીચે પ્રમાણે લખી હતી.

## પ્રસ્તાવના

*( રાગ ટેલીઆ બ્રાહ્મણના )

સેવકની છે ઘાંચી ન્યાત...ગામ કૂલપાડ પ્રખ્યાત,
સફર હજીરાની નોંધાઇ...લેખક રા. રા. ઘેલાભાઈ.

* * * *

* છંદ પિંગળ પ્રમાણે જોતાં જાણી જોઈનેજ તૂટતા યોજયો છે, કારણ માત્ર પિંગળજ્ઞાની નથી ચિતરાયું.

ઘેર તેલની ઘાણી ફરે...તે ધંધામાં દીલ ન ઠરે,
તર્ક હમેશાં કરતો એક...હુંય લખી નાખું બસ લેખ.

*　　*　　*　　*

પબ્લીક મ્હારી પૂજા કરે...મ્હારા પુસ્તક ઉપર મરે,
એવું કાંઇક કરી બતાવું...નામ પછાડી મૂકી જાઉં.

*　　*　　*　　*

એવો મનમાં થતાં વિચાર...તત્ક્ષણ નીકળ્યો ઘરની બ્હાર,
ટપકાવ્યું મ્હેં ડાયરી માંહ...આજ હજીરે સેવક જાય.

*　　*　　*　　*

સંવત્ સત્તરસો ને બાર...સપ્ટેમ્બર બીજી બુધવાર,
ગયો હજીરા ગામે ખાસ...ત્યાંથી આવી લખ્યો પ્રવાસ.

* ( વિષમ ભુજંગી. )

જતો'તો ઝપાટે થયો'તો હું મોડો,
નહિ શર્તમાં દોડતો હોય ઘોડો !
મળ્યો મિત્ર અક્કરમી ત્યાં એક સ્હામો,
મ્હને રોકીને વખ્ત ખોયો નકામો.

×　　×　　×

ચૂકાવી નજર મ્હેં ફરી દોટ મૂકી,
હતી બ્હીક ! જાઉં રખે ટ્રેન ચૂકી.
અહાહા ! અરેરે ! વળી એટલામાં,
મળ્યા ભેટવા મિત્ર સાઈકલીસ્ટ સ્હામા.

×　　×　　×

અમે બેઉ એકેકની સાથ હેઠે,
પડયાં કુસ્તીઓ ખેલતાં મલ્લ પેઠે.
વહી સ્નેહીના શિરથી લાલ ગંગા,
લખાયો પ્રવાસે અનુભવ બીજો આ.

×　　×　　×

લઈ પાઘડી હાથમાં માફ માંગી,
જગ્યા માન ને બ્હાદુરી સાથ ત્યાગી.
પલાયન થયો જ્યાં પછી જીવ લઇને,
હજુ જાઉં આગળ જરા સ્વસ્થ થઈને.

× × ×

અધુરો અનુભવ રહ્યો હોય જાણે!
પડ્યો આથકી આકળો એજ ટાણે!
"અજી! એવડા હૈ ગરમ..." એમ કે'તાં,
પડ્યા ખુમચા સાથ ભૈયાજી હેઠા.

× × ×

ગયા દાળ ને સેવના સૌ રસાલા,
મળ્યાં ધુળમાં છનન છપ્પન મસાલા.
અનુભવ કરી આ ત્રીજો ઉપડયો હું,
નથી જોયું પાછું ફરી કે થયું શું?

× × ×

'રખે પૂંઠ લેશે' વિચારે હું બ્હીધો,
ડાકીટ ઓશીસે આવીને શ્વાસ લીધો.
પછી તો ત્યહાં એક મેળો ભરાયો,
જમી ખૂબ મિષ્ટાન્ન હૈયે ધરાયો.

× × ×

કંઇ નહિ! બાવા! એ તો એમજ ચાલે. હા...મુસાફરી કરવાની છે, પ્રવાસ લખવાનો છે, કાંઇ લાડવા નથી ખાવાના. આ કંઇ ઢીંગલા ઢીંગલીના ખેલ-નથી ખેલવાના, અહીં તો ખાંડાની ધારે સાહસ ખેડવાના છે; સમજ્યાને? મુસાફરી દરમ્યાન જો આવાં નંબર વન વિઘ્નો ન આવે, તો પછી અહેવાલ શાનો લખાય? નામ કંઈ અમસ્તું

પેપર પર પબ્લીકમાં ચડે ? અને લોકોને પછી રસ પણ શાનો પડે ? માટે એ તો એમજ હાલે, બાપૂ ! ” તમે ન સમજો.

એટલામાં તો ‘ઘંટ પડયો, ગાડી આવે છે, ટીકીટ શરૂ થઈ.’ એવી બૂમો પડતાંજ હું લાગલો કપડાં ખંખેરી માથા ઉપરથી હેટ ઉતારી મૂકેલું પાઘડું પાછું ચડાવી તૈયાર થઇ ગયો. “ હુઝૂર કયાં આવ્યું ? ” તેની મ્હારા બાપને પણ ખબર ન્હોતી, તેમ ટીકીટ કયાં થાય છે ? કેટલાની થાય છે ?’ એની કશી પણ મ્હને માહીતી ન હોવાને લઇને હું ધડાક દેતો કે એક લીસો સફેદ આનો ગજવામાંથી કાઢી ટીકીટ ઓફિસ તરફ ધસ્યો. ત્યાં લોકોનું ટોળું ભેગું થયું હતું. પહેલા તો રખેને મ્હારા જેવોજ કોક વીરલો પ્રવાસ કરવા નીકળ્યો હોય ! અને કોઇ એકસીડન્ટનો અનુભવ કીધો હોય ! એવી શંકા પડવાથી હું પાછલે પગે ત્યાંથી પોલ થવા વિચારતો હતો, ત્યાં તો બે એક માણસને ત્યાંથી ટીકીટ લઇને નીકળતાં જોયાં, એટલે સમજી ગયો. છતાં પાસે ઉભેલા પોલીસદાદાને માથું ખંજવાળતાં પૂછયું: “ જમાદાર સાહેબ ! ઇધર કયા હોતા હૈ ? ” મ્હારી અશુદ્ધ હિન્દી જબાન અને ડાચા તરફ જોતો તે બોલ્યો: “ ટીકીટ ! ચલો, પીછે લાઇનમેં જાવ, બીચમેંસે મત આવ. ” એટલું કહેતાં તો તેણે મ્હને છેક ડાબે હાથને પહેલે નંબરે ધ્રોંચી ઘાલ્યો.

ગુપચુપ અહીં ઉભા રહેતાં મ્હેં મ્હારી પાછળ આવી ઉભેલા માણસને મ્હારી આગળના એક બુઢ્ઢા કાકાને “ તમે વલસાડ જવાના છો ? તો લ્યો, જરા સાથે સાથે મ્હારી પણ એક ટીકીટ લઇ લેજો.” કહી પૈસા આપતાં જોયો. એટલે મ્હને પણ થયું, કે લાવને સૌથી છેલ્લો જાઉં, અને કદાચ ટ્રેન ભરાઇ જાય, ને જગ્યા નહિ મળે તો

પાછું ફરવું પડે, અને પ્રવાસનો નક્કી થએલો પ્રોગ્રામ પાછો માંડી વાળવો પડે, તેના કરતાં લાવને હું પણ આ કાકાને પૈસા આપી જલ્દી ટીકીટ કરાવી લઉં. એમ વિચારી કાકાના પડખામાં છત્રીનો પાછલો દાંડો ઘોંચતા હાથ લાંબો કરી હું બોલ્યો: "કાકાજી! જરા મ્હારી પણ આટલી એક ટીકીટ કરાવી લેજો."

"તમે ક્યાં જવાના છો?"

"જી! સેવક હજીરા જાય છે."

"હજીરા! અને તે હમણા?"

"જી! કેમ આ મોસમમાં નહિ જવાય? પણ ફિકર નહિ, હું કંઈ ખાસ હવા ખાવા નથી જતો, હું તો ખાલી સામ્પલી......"

"ચાલ ખસ, સમજે નહિને! એક આનામાં હજીરાની ટીકીટ! ને તે પણ વળી આનો લીસ્સો! જમાદાર સાહેબ! આ પાગલને બ્હાર નિકાલો."

મ્હારો કાન પકડીને જમાદારે મ્હને બ્હાર કાઢી મૂક્યો. "ઠીક છે, જો હું ટ્રેન ચૂકીશ, તો કાયદેસર તમારી ઉપર ડેફ્મેશનનો દાવો નોંધાવીશ." એમ બડબડતો નિશ્વાસ નાખતો હું પસાર થવાના દરવાજા પાસે જઈ ટ્રેન આવી કે નહિ તે જોવા ઉભો હતો, ત્યાં તો એક અપ-ટુ-ડેટ જેન્ટલમેનને મ્હેં ત્યાંથી પસાર થતા જોયો. ટીકીટ તપાસનારે તેને "પ્લીઝ ટીકીટ" કહ્યું, તે મ્હેં બરાબર સાંભળ્યું, અને જવાબમાં એ વિલાયતી એટીકેટના સેમ્પલે એક આનો ખિસ્સામાંથી કાઢી ખાસ્સો રોકડો એમના હાથમાં સેરવી ચાલવા માંડ્યું. મ્હેં નજરો નજર જોયું. ડાયરી કાઢી આ પણ એક અજબ અનુભવ નોંધી લેતાં મ્હેં પણ હવે ટ્રેનને વ્હેલી પકડવા એજ રસ્તો લીધો, અને જેવો

દરવાજામાંથી પસાર થવા જાઉં છું, ત્યાં તો એ સાહેબશાહી ટોપવાળાએ મ્હને "એઈ! ટીકીટ કીધર હે?" કહેતાં બ્હાર પાછો હડસેલી કાઢ્યો.

"પન ચક્કા કાયકુ મારતા હે, એઇ લ્યો વન એના..." એવી ગાંડી ઘેલી હિન્દી ભાષામાં જવાબ દેંકતાં મ્હેં ફેરન પેસો લીસો આનો કાઢી એના હાથમાં સેરવ્યો, કે એણે મ્હારા હાથમાં એક પીળી કાળું પાડેલી ટીકીટ દઇ દીધી. પણ મ્હને ન્હોતી ખબર કે એ તો પ્લેટફોર્મની સેકન્ડહેન્ડ (એક વખત જેનો ઉપયોગ થઇ ચૂક્યો છે, એ અર્થમાં) પાસ હતી. બંદા તો એને હુબ્બરાની ટીકીટજ સમજ્યા, અને બોલ્યાઃ "સાહેબ! હુબ્બરા જવું છે, હોં! ઉતાવળ છે, સાહેબજી!"

"અલ્યા, એ ઘનચક્કર!" એ સાહેબે મ્હને પાછો બોલાવવા બૂમ મારી.

પરન્તુ હું ક્યાં એમ એનાથી જાઉં એમ હતો? હું સમજ્યો, કે આનો લીસો આપ્યો છે, એટલે બદલાવવાને માટેજ એ મ્હને બૂમ મારે છે. પણ સાંભળે છેજ કોણ? મુઠ્ઠીઓ વાળી હું તો સીધો પ્લેટફોર્મ ઉપર દોડી ગયો, કે જ્યાં ટ્રેનની રાહ જોતાં સેંકડો ઉતારૂઓ ધુમ્રપાનના ગોટેગોટ છોડી રહ્યાં હતાં. જ્યાં...

સેવ ગાંઠીયા ચેવડા જલેબી ભજીયા......!
નારંગી સંતરા દાડમ કેળાં......સફરજન!
પાન બીડી સીગારેટ માચીઝ..........!
ક્રોનીકલ, ડેલી મેલ, ટાઇમ્સ...ચ્હાય ગરમ!

એવાં એવાં જાત જાતના બેસૂરા સંગીતના સૂરો હરેક પળે છૂટી રહ્યાં હતાં. એવામાં તો ઘંટનો એક ટંકારો પડ્યો, અને હજારો

લોકોના કિલકિલાટ વચ્ચે હુસ...હુસ...હુસ...કરતો એ પ્રચંડ અગ્નિરથ આવી પહોંચ્યો.

ગાડીના બારણા ધડાધડ અને ફડાફડ ઉઘડવા લાગ્યાં. કોઈ ઉતરે ને કોઇ ચઢે. હું પણ આ ડબ્બેથી પેલે ડબ્બે ને પેલે ડબ્બેથી આ ડબ્બે એમ દોડી દોડીને થાકી ગયો, પણ પત્તો ન ખાધો. બધેજ હાઉસ ફુલ્લ! ધિક્કાર! નો વેકન્સી!

ગાર્ડ હાથમાં ફાનસ અને વાવટો લઈ રખડતો હતો, તેને મ્હેં કોઇ ઓફિસર ધારી અરજી કરી: "સાહેબ......"

"એક જાવ...એક જાવ...કીધર જાના હૈ...અભી ગાડી ઉપડતી હૈ!"

"મગર સાબ! બિલકુલ જગા નહીં હૈ..."

"અરે ચલો...એક જાવ..." કહેતાં કે ગાર્ડ મ્હને જે ડબ્બા આગળ હું ઉભો હતો, તેનું બારાણું ખોલી અંદર ધકેલી પાછું દઈ દીધું, અને વાવટો હલાવી છેલ્લી સીસોટી મારી.

પરન્તુ યા ખુદા! અંદર એક તો દસ દસ માણસની જગ્યામાં પંદર પંદર માણસો જેમ તેમ બાઝ કરીને બેઠેલાં હતાં, અને ત્યાં હું નાળિયેરી ઉપરથી કોઇ વાળ વગરના સજીવ તાલકા ઉપર નાળિયેર પડે તેમ એક બીચડાઇને બેઠેલાં જાડા કાકાજીના લાડવા જેવા ગોળ-મટોળ ફુંડ ઉપર અફળાયો. અને એનું પરિણામ શું આવ્યું? એમણે મ્હને બોચીમાંથી પકડીને બારીએથી બ્હાર પાછો પ્લેટફોર્મ ઉપરજ ફેંકી દીધો. મ્હારી પાઘડી ગબડી ટ્રેનની નીચે પડી ગઇ, અને હું હજુ એ બાબતની કમ્પલેઈન કરૂં ત્યાં તો ગાડીને આંચકો લાગ્યો, એ ઉપડી...એ જાય......

હું એને "રહી જઇશ" એ બ્હીકે પકડવાને પાછળ દોડયો. પાટીઆ ઉપર ચઢી ગયો. પરન્તુ હા...સ મ્હેં જે ડબ્બાનું બારણું પકડયું હતું, તેમાં ચાર પાંચજ જેન્ટલમેનો છાપા વાંચતા ને ગોટપીટ કરતાં બેઠાં હતાં. અંદર પુષ્કળ જગ્યા હતી. ઝપાટાબંધ મ્હેં એનો આગળો ખોલી નાખી અંદર ઝંપલાવ્યું. પોચી પોચી ગાદી ઉપર બેસતાં મ્હેં આખરે એક છુટકારાનો દમ ખેંચ્યો. પરન્તુ કોણ જાણે કેમ તે પેલાં મ્હારા ડબ્બામાં બેઠેલાં પાંચે જેન્ટલમેનો મ્હારી તરફજ તાંકી તાંકીને કેમ જોયા કરતા હશે? હાં...હું સમજ્યો? મ્હારે માથે પાઘડી ન્હોતી એટલેજ. અને મ્હેં મ્હારૂં પોઝીશન સાચવી લેવા ખભા ઉપર નાખેલો કસબી ખેસ ફેંટાની જગ્યાએ વીંટાળી માન રાખ્યું.

મ્હારી સાથે એક ન્હાનું સરખું પોટલું હતું, તે મૂકવાની હું જગ્યા જોતો હતો, એટલામાં અમારા ડબ્બામાં બેઠેલાં એક લ્હેરીલાલે હસતા હસતા મ્હને કહ્યું: "પટેલ ક્યાંના?"

"ફુલપાડાના."

"ક્યાં જવાના?"

"હજીરા." મ્હેં હરખે ઉછળતી છાતીએ સ્હામો જવાબ વાળ્યો.

એ મોજીલી મિત્રમંડળી પેપરમાં મોઢા ઘાલી કંઇ છાનું છાનું હસી. પછી પાછા પેલા માસ્તર બોલ્યા: "પટેલ! તમે શું શોધો છો? તમારે આ પોટલુંજ ભરાવવું છેને?"

"હા...ભાઈ સાહેબ!"

"ઓહો! એમાં શું? આ સાંકળના સાથે ચચચાવીને બાંધી દ્યો."

"ઓહ્ યસ." મ્હેં પણ હવે જરા અંગ્રેજી એટીકેટમાં રહી ઈંગ્લીશમાં ફેંકતાં પોટલું સાંકળ તાણી એની સાથે બાંધવા માંડયું. પણ મ્હને શું ખબર ? કે 'એ સાંકળ અકસ્માત સમયે આગગાડી થોભાવવાની હશે ? વળી આવા કેળવાયલા અને અપ-ટુ-ડેટ જેન્ટલમેનો મ્હારી મશ્કરી કરે ખરા ?

એકાએક સાંકળ ખેંચાવાથી આગગાડી તો અટકી ગઇ. પેલા જેન્ટલમેનો તો ખડખડાટ હસવા મંડયા, અને એટલામાં તો ગાર્ડ ડબ્બે ડબ્બા તપાસતો અમારા કંપાર્ટમેન્ટમાં આવ્યો. સાંકળ સાથે બાંધેલું પોટલું જોતાંજ તેની આંખોના ડોળા ઉંચા ચઢી ગયાં. તે અંદર ધસી આવ્યો.

"આ પોટલું કોનું છે ?"

"કેમ શું છે ! મ્હારૂં છે ! ત્હારા બાપ-બાપનું છે ?" મ્હેં હિંમતથી એને જવાબ આપવા માંડયો.

"એણે મ્હારો કાન પકડી બે થપ્પડ જડી દીધી, એટલે મ્હારી સુસ્તી ઉડી ગઇ. પોટલું છોડી નાખતાં એણે વાવટાનો અને લાઈટનો સીગ્નલ આપી ટ્રેઇન ચાલુ કરાવી. પછી તે પાછો મ્હારી તરફ ફર્યો: "ત્હારી ટીકીટ ક્યાં છે ? લાવ...જોઉં ?"

મ્હેં ગુસ્સામાં ને ગુસ્સામાં પેલી પ્લેટફોર્મની પીળી પાસ કાઢી એના હાથમાં ધરી દીધી, તે જોતાં તો એના મગજ રૂપી થર્મોમીટરનો પારો એકદમ લાસ્ટ ડીગરી ઉપર ચઢી ગયો. "યુ રાસ્કલ બદમાશ... પ્લેટફોર્મની ચાર દોઢીયાની પાસ લઇને સેકન્ડ ક્લાસમાં ટ્રાવેલ કરે છે ? કંઇ નહિ, ત્હારી બીજે સ્ટેશને વાત..." કહેતાં એણે મીઠા મેસુરના બીજા ચાર પાંચ કટકા મ્હને પરાણે જમાડી દીધા. મ્હારાથી રડી

દેવાયું. એટલે પેલા પાંચ સદ્‌ગૃહસ્થોમાંથી એક સોગારેટ પીતાં જેન્ટલમેન મ્હારી મદદે આવ્યા. તેમણે કાંઇ અંગ્રેજીમાં ફેંકાફેંક કીધી. એમાંથી હું ફક્ત ગુજરાતીમાં બોલાયલી એકજ લીટી સમજી શકયો. અને તે "ગામડીઓ છે." અને ગાર્ડ સાહેબ! મ્હને "આવતે સ્ટેશને ઉતરી પડજે, સમજ્યો? જા...જવા દઉં છું." કહી ફરી પાછા ડબ્બે ડબ્બે ચાલતા થયા. અને સ્ટેશન આવ્યું ત્યાં સુધી મ્હારી ખૂબ મશ્કરી બનાવી આખરે મ્હને એ રમુજી મંડળીએ ધક્કા મારી ગાંડો ગણી નીચે ઉતારી મૂક્યો.

છતાં હજુ હું બિલકુલ નિરાશ થયો ન્હોતો. આટઆટલાં સંકટોના વાદળમાંથી પસાર થવું પડયું છતાં હું હિંમત હારી ગયો ન્હોતો. બેવડા ઉત્સાહથી હું મ્હારા આ અનુભવો ડાયરીમાં નોંધતો ફરી પાછો બીજા ડબ્બામાં ઘૂસવા દોડયો.

લપાતો–છુપાતો હું છેક છેલ્લા ડબ્બામાં બારણું ઉઘાડી જ્યાં જવા જાઉં છું, ત્યાં તો ડબ્બામાં બેઠેલાં બૈરાંઓએ હો–હા મચાવી ન્હાસભાગ કરી મૂકી. એટલામાં આમ તેમ ફરતાં એક બે માણસો ત્યાં આવી પ્હોંચ્યા. હું પણ આ ભેદી બનાવનું રહસ્ય સમજી શકયો નહિ. ત્યાં તો પેલા ગૃહસ્થોએ આવી મ્હને ઉધડો લેવા માંડયો: "કેમ રે અલ્યા? એ ગામડાના રેંચ! બૈરાંનો ડબ્બો છે, એટલું પણ દેખાતું નથી. ચાલ... આગળ જા."

હું સાવ ખીસીયાણો પડી ગયો. મ્હને લાગ્યું કે આજ મ્હારા ગ્રહજ વાંકા છે. શનીની કપરી પનોતી બેઠી લાગે છે, નહિ તો છેક આમ હોય નહિ? ક્યાં તો કોઇ કાળ ચોઘડીયેજ આ પ્રવાસના શ્રી ગણેશ શરૂ થયા હોવા જોઇએ! જેથી જ્યાં જ્યાં રોટલાના ટુકડા

મેળવવા જઇએ છીએ, ત્યાં ત્યાંથી કુતરાની પેઠે હડહડજ થઇએ છીએ. છતાં પાછો પ્રવાસ છે, એ તો એવાંજ રંગ-રાગ હોય ! એમ મન વાળી મ્હેં નોંધ કરી લીધી.

આટલેથીજ આગળ વધવાનું માંડી વાળી હવે હું પાછા કેમ ફરવું ? એનીજ ચિન્તા કરતો સ્હામેની એક બેન્ચ ઉપર બેઠો. બેઠાને હજુ બે મીનીટ પણ પૂરી નહી થઈ હોય ત્યાં તો એક પારસી ગૃહસ્થે બે અપ-ટુ-ડેટ લેડીઓ સાથે ત્યાં આવી પ્હોંચી મ્હારી વિચારમાળા વિખેરી નાખી. " એહ ! મીસ્તર ! આય બેન્ચ ફકત બાનુઓનેજ માટે છે. ઉઠી જાવ..."

સેવકને અહીંથી પણ લીલું નાળીએર મળ્યું. અફસોસ કરતો એક ડબ્બાના બારણા પાસે " હવે આગળ વધવું, કે આટલેથીજ અટકવું," એનો નિર્ણય કરતો હતો, ત્યાં તો અંદર બેઠેલા એક લંબગોળ દાઢીવાળા વ્હોરાજીએ બારીમાંથી ડોકીયું કરી પુઉઉ...ચ કરતી કે પાનપટ્ટીની પીચકારી મારી. આબાદ ! કોરા કડકડતા નવા સફેદ કોટ ઉપર જુઓ તો બરાબર જાણે બીજો બ્રીટીશ સરકારની લાલ સરહદ બતાવતો હિન્દુસ્તાનનો નકશોજ દોરાઇ ગયો. મનમાં તો એવું થઇ આવ્યું, કે બેટમજીની સુસ્તી બીગારી નાંખુ, બોખાત ભૂલાવી દઉં, પણ યા ખુદા ! શું કરૂં ? ઉગામેલો હાથ હવામાંજ અધ્ધર લ્હોંટી ગયો. આગગાડી સડસડાટ ઉપડી ગઈ. " માફ કરજો મીસ્તર. " એટલા શબ્દો મ્હારે કાને પડયા, અને મ્હેં " થેન્ક યુ. " કહી એ આભાર સાથે સ્વિકારતાં એમને ઉદાર દીલે માફી આપી મ્હારી નોંધપોથીમાં એ ગોલ્ડન સેન્ટેન્સો નોંધી લીધા.

અને હજુ તો હું મ્હારી પૂંઠ ફેરવુ, ત્યાં તો એક ટીચકા જેવડાં પારસી બાનુ લફડફફડ કરતાં ઉંચી એડીના બુટ સાથે પુલ ઉપરથી શ્વાસભેર દોડતાં દોડતાં ઉપડી જતી આગગાડીને પકડવા ધસી આવ્યાં. એમના એક હાથમાં હતું કુમળું નેતર જેવું છત્રીનું લાકડું અને બેગ, જ્યારે બીજા હાથની આંગળીએ બુચો બઝાડેલો ! ગભરાટમાં અને દોડધામમાં એમની અંધારીઆવાળી (ચશ્મા) આંખોએ મ્હને ન જોયો કે કેમ તે મ્હારી ઉપરજ આવી પડયાં, પણ પાછળથીજ મ્હને એ વાતની તો ખબર પડી કે કોઇ હરામખોરે કેળું ખાઇ જાણી જોઇને મશ્કરી કરવા તેની છાલ પત્થ ના લીસા પ્લેટફોર્મ ઉપર નાખેલી, એટલે ઉંચી એડીનો બુટ એના ઉપર પડતાંની સાથેજ સરી ગયો. જરા સરખો હડસેલો લાગતાંજ એ બાઇજી કે બાઇજી જે કહું તે લાંબા છટ્ટ થઈ મ્હારે પગે પડયાં. એમના હાથમાંનો ભરૂચી લોટવો તો ભુસ્સ દેતો કે ભાંગી ગયો, ખેર ! પરન્તુ નાકની ટીચકી તો એવી દબાઈ ગઈ, કે આબાદ ખાવાની નાનખટાઇ જોઇ લેવી. અને પેલો બુચો તો ઉથલીને બે ગુલાંટીઆ ખાતો બાર ગજ દૂર જઈ પડયો પડયો ભેંકડો તાણતો હતો ! જાણે પાયદસ્તના ૨૧ મી પલટણનું બેન્ડ ! અને નાકે રૂમાલ દઇ ટ્રેન ચૂકેલા બાનુનો મિજાજ તો બસ મ્હારીજ ઉપર ખાલી થવા માંડયો. “નફ્ફોદ ગીયા, ભસ્તે ગીયા, આંધરા મુવા ! બાઇ માનસને પન ધક્કા મારે છ...”

સ્ટેશન ઉપર જોતજોતામાં ૧૮૫૭નો બીજો બળવો ફાટી નિકળયો. એમની નાજુકડી છત્રી દેવીની પણ બે ચાર વાર મ્હારી પીઠ સાથે એમણે શેઇકહેન્ડ કરાવી મ્હને આભારી કર્યો, અને વગર ટીકીટે આ તમાસો જોવાને સ્ટેશન–થીએટરનો પ્લેટફોર્મ–હૉલ પબ્લીક–ઓડીયન્સ

વડે ચીકાર થઇ ગયો, તલ માત્ર જગ્યા ન મળે ! અને પડયું સંભળાય સરખું નહિ ! અને આય સેવકની વાત પૂછો છો ? ગોળપાપડી, કોપરાપાક, સાલમપાક, મેથીપાક, મથુરાના પેંડા, અને મીઠું મેસુરના કટકાઓનો વરસાદ તો મ્હારા ઉપર આજુબાજુએથી એટલો વરસ્યો, કે ન પૂછો વાત ! આંખેથી, ગાલેથી અને નાકેથી પણ લાલમલાલ પરસેવાની રેલમછેલ ઉતરવા લાગી. હાડકા-પાંસળાં એકવડાના બેવડાં થઇ ગયાં. “ મરી જઇશ, તો મુડદું ઉપાડવું પડશે, અને પંચકેસ થશે, તો સરકારમાં જઇ સાક્ષી-પુરાવા આપવાં પડશે. ” એ બ્હીકે થોડાંએક દયાળુ મહાત્માપુરૂષોએ મ્હને છેવટ છોડાવ્યો. સેવક તેમનો ખાંસડાંના તળીએથી તે ચોટલીની ટોચ સુધીનો આભારી છે.

હવે મ્હને મ્હારા આ જીવલેણ પ્રવાસમાં આગળ વધતાં જબરી બ્હીક લાગી. “ન કરે નારાયણ, અને કદાચ હું અહીં અધવચજ રામશરણ થઇ જાઉં તો મ્હારી પાછળ મ્હારી પતિવ્રતા પત્ની ગંગાનું શું થાય ? ઘરનું શું થાય ? ધાણીનું શું થાય ? વળી અહીં જીવ અકાળે અને અજાણ્યે જાય, તો પછી શ્રાદ્ધ સમચરીની તો મ્હારે આશાજ કયાં રાખવી ? ” ઇન્સાને અલ્લાહ ! હવે તો તું કરે તે ખરૂં ! આ ખુબસુરત બલાના પંજામાંથી જેમ છોડાવ્યો, તેમ હવે આ પ્રવાસના પંજામાંથી છુટકો કરી જીવતો ને જાગતો સહીસલામત ઘેર પ્હોંચાડ, બસ, એટલેજ બગ્યો બગ્યો ! પ્રવાસ લખવાને આટલો અનુભવ કાંઇ ઓછો-અધૂરો નથી, પૂરતો છે.

મ્હારા હજીરા-બજીરા જવાના હવાઇ તરંગો હાડકા-પાંસળા દુખવા માંડતાં એક પછી એક હવામાં ઉડવા લાગ્યાં. હું કંટાળ્યો, ગભરાયો, અને રડી પડ્યો. “ઘેર ગયું છાપામાં પ્રકાશમાં આવવું,

અને ઘેર ગયે હુજ્જરાનો પ્રવાસ લખવો. હું ભલો ને મ્હારૂં ઘર ભલું, ને મ્હારી તેલની ઘાણી મ્હને મુબારક !" યા ખુદાતાલા ! કીતની હાડમારી ! ભાઈ ! સેવક તો પાછા "ઘાંચીનો બળદ કયાં, તો કે ફરી ફરીને જ્યાંનો ત્યાં." એ સૂત્રાનુસાર સીધ્ધાં દોર થઈ જઈ ઘેર આવવાના સ્વપ્ના જોવા મંડયાં.

ભલા માણુસ ! એમજ જો પ્રકાશમાં અવાતું હોય, ને બધાંથીજ કલમનો ગોદો હાથમાં પકડી પ્રવાસ ચિતરાતો હોય ! તો પછી પૂછવુંજ શું ? બધાંયે ધોળાં પર કાળું ઘસડવા બેસી જાય. પણ બાવા ! એ તો જેનાં કામ તેજ કરે, નહી તો પછી મ્હારી પેઠે લાંબા સાથે ટુંકો જાય, ને મરે નહિ ને માંદો થાય. ક્રોધમાં ને ક્રોધમાં ગજવામાંથી પ્રવાસની ડાયરી કાઢી મ્હેં તેને ચીરી ઉડાડી નાખી. ત્યાં તો...ત્યાં તો........કોઇનો સ્વર મ્હારે કાને પડયો.

"ધીરો ! ધીરો ! હજુય તમને કંઇ દેખાય છે ? બારણે નવ વાગ્યાં, ને તડકાં પડયાં, તોય હજુ ઉંઘ ઉડતી નથી ? જુઓ, બ્હાર કોઈ વેપારી તેલ લેવા આવ્યો છે."

એ મીઠો–મધુરો સ્વર મ્હારાં પોતાના દેવી જગદંબા ગંગાજીનો હતો. મ્હારા ખભા પકડી મ્હને કોઇએ બેઠો કર્યો, અને ઉંઘમાંથી અર્ધા સ્વપ્નામાંથી ક્રોધમાં ને ક્રોધમાં ઉઠેલા મ્હેં મૂર્ખે જોયા વિચાર્યા વિનાજ . મ્હારી ગંગાને બે ચાર રામ નામની જડી દીધી.

પરન્તુ જ્યારે પાછલી રાત્રીના લગ્નમાં જઈ આવેલાં, અને હદ બ્હાર નિશાબાજી કરી આવેલાં, એના ઉજાગરાના અને આંખોના ઘેન ઉતર્યા, ત્યારે મ્હને મ્હારી ભૂલ સમજાઈ. મ્હેં પગે પડીને મ્હારી આ સ્વપ્નની વાત કહીને મ્હારી ગંગાને મનાવી–સમજાવી લીધી. બસ...ખલાસ...

ત્યારે હવે તો તમે સમજી ગયાને ? સેવકનો આ પ્રવાસ સ્વપ્નમાંજ–પથારીમાંજ–ગોદડામાંજ થએલો, અને એ પ્રવાસની ઉર્મિનો સૂર્ય જે સ્વપ્નસૃષ્ટિ ઉપર ઉગેલો એજ સૃષ્ટિ ઉપર પાછો અસ્ત થઈ ગયો–વિલીન થઈ ગયો–વિરામી ગયો. અસ્તુ ! તમારામાંના કોઇ બિરાદરને પણ મ્હારી માફક પબ્લીકમાં પ્રકાશમાં આવવાનો આવો અફલાતુન તરંગ થઈ આવે, તો જઈ આવજો, એક વખત જરૂર હજીરાના હવાપાણીએ:—

કેમ શું વિચાર છે ?

※ પુષ્પ ત્રીજું ※

શ્રી

# સત્યનારાયણની કથા

[ એક સજીવન સત્ય-ઘટના-ચિત્ર ]

—※ પ્રયોજક:—"મુગ્ધ." ※—



મુંબઈ. "હિંદુસ્થાન અને પ્રજામિત્ર."

પુષ્પ:- # શ્રી સત્યનારાયણની કથા -:ત્રીજું

પ્રિય પાઠક અને પાઠિકાઓ:—

અમારા એક નંબર-વન રમુજી મિત્રને ત્યાં ખરી બનેલી આ રામ-કા'ણી છે. જો કે મસાલો અને મરચું-મીઠું એમાં ભેળેલું છે ખરું, છતાં વાત અને વાતનો પાયો તદ્દનજ અદ્ધર ઉભો કરેલો નથી. સેંકડે પચીસ ટકા કમીશન બાદ જતાં (પાણી) ચોકખું દૂધ સમજી લેવું.

"મ્હારી એ પૂર્ણાંગનાએ (મ્હને એ એટલી બધી વ્હાલી હતી, કે અર્ધાંગને બદલે મ્હેં એને અખિલાંગ અર્પણ કરી દીધું હતું.) જો પોતાને કીકો આવે, તો પાતાળીઆ હનુમાનને સવા મણ તેલે ન્હવડાવવા, બાલાજીને મંદિરે સવાશેર પેંડા પધરાવવા અને સગાવ્હાલા તથા આડોશીપાડોશીઓને કંસાર-ઘી ખવડાવી તેમના મોઢા મીઠાં કરવા, એવી એવી બાધા-માનતાઓ માની હતી. બૈરું માણસ ! એને જોઇને ભલભલા લલચાય, અને એની આગળ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ સરખાં હાર્યાં, ત્યાં પછી બાપડા આ કળિયુગના દેવતાના તે શા હીસાબ ? તેઓ મ્હારી પૂર્ણાંગનાની પતિભક્તિથી ખૂશ થયા, એની માનતાઓથી લલચાયા, એમના મોઢામાં પાણી છૂટયા. એટલે "તથાસ્તુ ! પુત્રવતી ભવ !" એવો આશિર્વાદ સ્વપ્નામાં આપી દીધો. પૂરે માસે મ્હારે ત્યાં કૂળદીપક પ્રકટયો. અમે ધણી-ધણીઆણી અથવા વર-વહુ ગાંડાઘેલા થઇ ગયા. મ્હારી સોળ વરસની એ ગૃહ-રાણી એક કીકાની માતા બની, જ્યારે બાવીસ વર્ષના આ સેવકને બાપા અથવા બાવાનો સન્માનસૂચક ખિતાબ મળ્યો."

મ્હારા આ મિત્રનું નામ "**મોહન**" અને ભાભીનું નામ **મોહીની** હતું. પેલાં નવા જન્મેલાં ભુલકાનું નામ કિશોર હતું.

એ બચ્ચુની બા અને બાપાએ મ્હને પોતપોતાની બાધા–માનતાઓ કહી. તે પછી ધણી–ધણીઆણી વાતે વળગ્યાં. હું પણ સાંભળતો હતો.

"મ્હેં બાધા લીધી છે, કે **સત્યનારાયણની કથા** કરાવવી."

ભાભી સાહેબનો હુકમ! એટલે પછી શું સમજ્યા? લાઇન કલીઅર. ભાઇશ્રી પાંચ અહીં આગળ ઠંડા આઇસક્રીમ! દેવી બોલ્યાં, એટલે ભાઇની મકદુર નહી, કે ચૂં કે ચાં થાય. ભાઇએ મ્હને એ કામ સોંપ્યું,, કે "આજે ત્હારે શીધા સામગ્રી, કથાનો સામાન, મહારાજ વિગેરેનો બંદોબસ્ત કરી નાખવો."

મ્હને સોંપાયલું કામ બજાવવા હું બજારમાં નીકળ્યો. બાપજન્મે બંદાએ કથા કરાવેલી નહી. ગાંધીને કહ્યું: "કથાનો સામાન બાંધી આપ. માળીને પણ એમજ." હવે બ્રાહ્મણ શોધવો રહ્યો. એટલામાં એક સુદામાની સ્થિતિ ભોગવતો બ્રાહ્મણ હાથમાં ચંદનનો વાટકો લઇ "કલ્યાણમસ્તુ." કહી મ્હારી કને આવ્યો. મ્હેં એને પૂછ્યું: "મહારાજ! કાંઇ કથા–બથા કરતાં આવડે છે? કે રામરામ."

હકારમાં દસ્શેરો ધુણાવતાં એ બ્રહ્મભટ્ટે તો અર્ધો કલાક ખોટી કરી પોતાની વાગ્ધારાનું પાન મ્હને કરાવ્યું. સંસ્કૃત શ્લોક પણ ખૂબ ભચડયાં. ફેંકવામાં તો એકકો. સારૂ કબુલ થયું. મહારાજને લઇ હું ઘેર આવ્યો.

નોતરેલા સજ્જન મહાશયો, સુશિલ સન્નારીઓ, અને પરસાદના લાલચુડા મસ્તીખોર છોકરાઓની એક જબરજસ્ત ઠઠ સાંજે અમારા

મિત્રને ત્યાં જનમી. શેરડીની બહુ શોધ કરવા છતાં ન મળી, જેથી એક પ્રમાણિક બાગના માળી પાસે કેળના ચાર પાંતરા લઈ આવ્યો. પ્રથમ ગ્રાસે મક્ષિકા. મહારાજે તો આવતાં વારજ પોતાનો સુસવાટો છોડ્યો. કેળના પાંતરા જોતાંજ મંડપ બનાવવા માટે ભૂદેવજી ઉછળ્યાં. મ્હને તો એમનો એ સમયનો સીન ! નમુનેદાર અને ફોટો ખેંચી લેવા લાયક લાગ્યો, પણ અફસોસ ! છૂપો કેમેરો ન્હોતો.

કનકવાની કમાન છટકે એમ રાતરીયું ગેપ સુદામા બોલ્યાઃ "અરેરે ચાર શેરડી પણ ન મળી. તે આવી હલામણ ઉંચકી લાવ્યા ! હત મ્હારા ભાઈ ! (બાંધતા બાંધતા) આવા સારા માણસ થઈને કસર તે આમાંજ આવી ગઈ !"

મ્હેં ટહુકો કર્યોઃ "મહારાજ ! બાપ જીંદગીએ કથા કરાવી હોય તો જાણેને ! આજકાલના અલલટપ્પુ જેવા ફરતા ભૂદેવો કથામાં શું શું જોઈએ ? એ પણ નથી જાણતા. તમારા જેવા ગણ્યાગાંઠયા વયોવૃદ્ધ બામણો મળે ! ત્યારે એ બધું સમજાવેને ? તમારા જેવા દેવાંશી મહારાજ અમારા ઘરડાવરડાના પુણ્ય પ્રતાપે આ એમના પનોતા કુળદીપકને આજ લગી મળ્યા હોય, તો આવી ઝીણી બાબત ઉપર અજવાળું નાખી આંખ ઉઘાડેને ? બાકી ઉપર મહારાજ અક્કલના બમરડા તો ખરા. હો ! એમાં બોલ નહિ."

જો કે મનમાં તો ઘણું થયું. કે "આ રામદાસ સાથે ક્યાં પાનું પડ્યું ? ધુળ ઝાટકી નાખું." પણ હવે શું ? અગ્નિને બદલે બીજા બામણને ગોતવાને ક્યાં જઈને ? હવે તો પડયું પાનુ સુધારી લેવું.

પરન્તુ અમારા દીલોજાન દોસ્ત મી. મોહનલાલ જેવણ કથા કરાવનાર હતા. એમનાથી આ ન સંખાયું. "એ મહારાજ ! પણ છે શું !

એ બડબડાટ ફડફડાટ શાનો કરો છો? કરવી હોય તો કરો, નહી તો ઘેર ગઈ એ કથા. ચક્રમ છો કે શું? કદળી સ્થંભ જોઇએ, એને બદલે શેરડી! કેમ? શેરડી હોય તો ચાવવા ચાલે, આ શું કામમાં આવે?"

પોથી બગલમાં મારી મહારાજ તો બબડતા ફફડતા જવાને માટે તૈયાર થઈ ગયા. પાઘડું માથામાં પાછું સેરવ્યું. અમારા મિત્ર તો આગળ ચાલુજ રાખ્યું. "શું અડયું રહેવાનું છે? ગામમાં બીજો બામણ નહી મળે? મ્હોં ઉપરથી માખો નથી ઉડતી, અને મિજાજ તો બાર ખાંડીનો."

"આ ચાલ્યા. તમારા જેવાને ત્યાં..."

આ તો 'દયાની માને ડાકણ ખાય' એવો ઘાટ થયો. 'ગરીબના પેટમાં પગ હોય' એ કહેવત ખરી પડી. જવાળામુખીઓને શાન્ત પાડી, મ્હેં મિત્ર મહાશયને એકાંતમાં લઇ જઇ જરા નિભાવી લેવાનું કહ્યું. પરન્તુ એણે તો મ્હને ઉધડોજ લીધો: "વાહ! કયા કાતરીયામાંથી આ મંગળ-મૂર્તિને પકડી લાવ્યો? જડો જડોને આજ જડયો? જાણે પંડિતનું પૂછડું કેમ ન હોય! તેમ મિજાજ તો બાર ખાંડીનો રાખે છે. અક્કલના બમરડા! આવું નાળીયેર શું માથું ફોડવા લાવ્યો? જરા એની શિકલ તો જોવી હતી. બરાબર પ્રદર્શનમાં મૂકવા લાયક છે!"

આટલા લંબાણ લેકચર પછી તેઓ ઠંડા પડયા. મ્હેં વિચાર્યું: "હજુ વધુ રંગ તો આગળના પ્રવેશોમાં આવશે." મહારાજ દાદરનું પગથીઉં ઉતરવા જતા હતા, ત્યાંતો તેમને મોહીનીબાબાએ જોતાં ખંખેર્યા:

"આ શા ફજેતા? જરા બે લોકની તો શરમ રાખો. છેકજ બળ્યું આ શું?" નરમઘેંસ. ઘડીના છઠ્ઠા ભાગમાં બાઇસાહેબનો મિજાજ બાઇસાહેબના ચંડિકા-સ્વરૂપ પાસે અગ્નિ નિકટ ઘીની માફક પીગળી ગયો.

બામણભાઈને પણ ભાભી એ ચાર ન્હોણી સંભળાવવા ન ચૂક્યા. "નાચવું નહી ત્યારે આંગણું વાંકું. તમે પણ શું મહારાજ! જે વખતે જે મળ્યું તે ખરૂં! પત્રં પુષ્પં ફલં તોયં! બામણનો ગામમાં તોટો નથી. પોણીપાનસો અથડાય છે. સીધેસીધા કથા કરાવવી હોય તો કથા કરાવો, નહીં તો આ રસ્તો રહ્યો મ્હોટો. સુમનભાઈ! (મ્હારૂં નામ) જાવ તો, આપણા નાકા ઉપરથી પેલા ડંફોળશંકરને બોલાવી લાવો. ત્યારે શું? વળી વળગતા જઈએ, ત્યારે છાપરે ચઢે. બામણભાઈની જાતજ આડી. મનમાં ભાવે ને મુડી હલાવે."

હું પણ જોશભેર ઉઠ્યો. બામણભાઈ કે જે ઉપરે ઉપરથી "જાઉં...જાઉં." કરી કૂદી રહ્યા હતા. તે હવે ગભરાયા. ગુપચુપ પાછા પાટલે બિરાજતાં તે બોલ્યાઃ "પણ...શા માટે...લ્યો હવે માંડી વાળો એ વાત. તમે બંને નાહી નાખો. અને ભાઈ! તમે મંડપ પૂરવાને એક થાળીમાં થોડા ચોખા લઈ આવો."

ભાઈ–ભાભી ન્હાવા ગયાં. મ્હેં ઘરમાંથી કણકી લાવી થાળીમાં કાઢી. મહારાજ એ બારીક કણકી જોતાંજ પાછા કૂદ્યાઃ "આ શું? હવે તમે મ્હોંમા આંગળા નાખી બોલાવો છો, ત્યારે બોલવું પડે છે. દેવ–પૂજામાં આવી કુસકી! ઘરમાં રોજ આ ખાવ છો?"

"હા."

"શું કપાળ મ્હારૂં...તમેયે ભાઈ..."

એટલામાં ભાભી નાહીને આવ્યાંઃ "શું છે મહારાજ?"

"આ ચોખા બ્હેન!"

"હા–કેમ? એને શું થયું છે?"

"આખા નથી!"

"જે છે તે એજ છે. અમે એજ ખાઇએ છીએ. બીજન ન હોય તે ક્યાં ચોરી કરવા જઇએ? તમે પણ કંઈ કંઈ નાચ નાચો છોને ?

ભાભી આગળ મહારાજ ઝાંખાડમરાં થઇ ગયા. "મ્હારે શું ? ચલાવવું હશે, તો બધુંય ચાલશે. હેવ થોડા કંઇ ઠાકુ હલાવી ના પાડવાના છે? આ સોપારી પણ કેવી ઝીણી ઝીણી છે. પાન પણ ચેવલી છે. બધુંય ઠીકઠીક છે."

હવે હું વચમાં બોલ્યો: "મહારાજ! ગાંધીને મ્હેં મ્હારા સ્નેહને સોપારી આપવા કહ્યું, ત્યારે જવાબ એ મળ્યો કે ભલા માણસ! તમારે ક્યાં ખાવા છે? કથામાં મૂકવા છેને! એમાં તો બધુંય ચાલે."

મ્હને થઈ આવ્યું કે લાવ મહારાજને સાથે સાથે કહી દઉં, કે "મહારાજ! આ કેળના ચાર દાંડા વાડામાં રોપજો. કેળાં નંબરવન થશે." પણ ન બોલ્યો. વળી વાનો ચાળો થઇ આવે, એને વંકાઇ જાય, તો આપદા પડે, એ બ્હીકે મૌન પકડ્યું.

બાઈ—ભાભી પાટલે બીરાજ્યાં. મહારાજે પૂજન કરાવવા માંડી. "જમણા હાથમાં પાણી ઝાલો. એક ફૂલ લો. એને કંકુમાં બોળો. દીવા ઉપર ચઢાવો. એક પાન, સોપારી, ઉપર એક પૈસો દક્ષિણા મૂકી અહીં મૂ......કો."

મહારાજનું ને મ્હારા પરમસ્નેહીનું કાટેલું એન્જીન બોઇલર દેવી જગદંબાની ઝાપટણીથી શાન્ત પડ્યું. ત્યારબાદ જમીન ઉપર સાથીઓ પુરવાને ચોખા ખૂટતાં મહારાજે પાછી ચોખાની ઉઘરાણી કરી. ભાભી ઉઠ્યા, ને ઘરમાંથી થાળીમાં ચોખા લેવા ગયા. સાડી જરા નીચી પહેરેલી, એટલે ઉતાવળ કરતાં પગમાં ભેરવાઇ, એક ચીરો પણ નીકળ્યો, અને તે સાથેજ અમારાં એ સ્નેહી—સન્નારીને દેવી વસુંધરાએ વ્હાલથી હૈયાં સરસાં

દાબ્યાં. એક તો નવી નૌતમ સાડીનો બગાડ, અને તેમાં વળી કુમળાં અવયવોમાં વાગવું. એટલે પછી પુછવુંજ શું ? એમણે બબડતા ફફડતા થાળી લાવી મહારાજ કને ઝીકી, યા જોરથી ઠોકી. "મહારાજે મગજ ફેકળાવેલાં તેનુંજ આ પરિણામ હતું, હો ! બીજી વાત એ હતી કે અમારા સ્નેહીને આખા ચોખા કરતાં વાટળીયાનો ભાત જરા વધુ ભાવતો હતો, એટલે એમણે એજ ચોખાને ઘરના ડબ્બામાં સ્થાન આપ્યું હતું. તેમાં સ્નેહરાણી જરા ફુવડ જેવા હતા. મોટા ઘરની પુત્રી હોવાથી હાડકા જરા બીનકેળવાયલા, બીનવપરાયેલા, ને આખા હતા, સ્વભાવ કડક હતો. એટલે જરા સાફસુફ જોઈએ તેવી રાખતા ન હતા. ચોખા ડબ્બાના છેક તળીયાના હતા, જેથી કરી ચોખામાં કિલ્લાં પડયાં હતાં. જે જોતાંજ મહારાજનો દબાયલો પિત્તો પાછો ઉછળ્યો. એમનું જમીન ઉપર ઉતરેલું મગજ ફરી આસમાને ચડયું. "આ શું ? આવા ચોખા ઘરમાં ખાવ છો ? કિલ્લાવાળા ! પોતાને ખાવા કેવા સારા જોઈએ છે ? આ ચોખા નહિ ચાલે ! આ મંડપ ઉપર તો હવે સત્યનારાયણની મૂર્તિ પધરાવવાની છે. એ મંડપ તો આખા ચોખાનોજ પૂરાય. હવે બારીસ છેડાયાં. ભાઈશ્રી બોલે તે પહેલાં તો તેલમાં હીંગ નાખતા કડક વઘાર થાય, તેની પેઠે બાઈશ્રી ભભૂકયા. દારૂમાં દિવાસળીને માફક ખીજવાયલા ગૃહીણીના ક્રોપાગ્નિમાં મહારાજના આ શબ્દોએ મીઠા તેલની ગરજ સારી. બામણભાઈને ઉચરેટો લેનાં તે બોલ્યાંઃ "એટલે તમે એમ કહેવા માગો છો ? કે અમે ખાસ આ કથાને માટેજ આવા ચોખા સંઘરી રાખ્યા હતા, કેમ ? લ્યો વળી ! જે ઘરમાં ખાઈએ છીએ તે તમને આપ્યા, તમારે માટે નવા વસાવવા જઈએ કેમ ? કિલ્લા પડયા છે, તેમાં શું ? જરા ઝાટકી નાંખો !" મેં વચમાંજ ટાપશી પૂરીઃ "હા

હા, મહારાજને ઘરમાંથી સુપડુ લાવી આપો."..."આમ વાતવાતમાં વચકા શાના પડી જાય છે ?"

દેવીની અમૃતમય વાગ્ધારાનો અસ્ખલિત વ્હેતો પ્રવાહ હજુ તો અટક્યો નથી, ત્યાં તો ઘુમરાયલા મિત્ર મહાશય પણ બોલી ઉઠયાઃ "અને મહારાજ મંડપ પુરવામાં અમુકજ જાતના ચોખા જોઈએ એમ કયા શાસ્ત્રમાં લખ્યું છે ? વાટળીયાને શું તાવ-બાવ આવે છે ? મંડપ ઉપરથી ઉથલીને હેઠા તો નથી પડી જતાં ને ?" મેં સ્વગત કહ્યું: "ના, ના, પાપ લાગે. જે કરતાં બામણના હાથ ધ્રુજે છે." પછી મહારાજને મ્હેં પ્રકટમાં કહ્યું: "મહારાજ તમેય મારાં ભાઈ આવા કેવા ? આમ ટકટક શું કરો છો ? જેવી જેની શ્રદ્ધા ! ફુલ નહિ તો ફુલની પાંખડી સમજી હાંકે જાવને ! કયાં દેવને ખાવા છે ? આખરે આવવાના તો તમારેજ ભાગેને !" હું જાણતો હતો, કે તેથીજ મહારાજ આટલી ઝુંબેશ ઉઠાવી રહ્યા હતા. "તમારે શું ? ધણીને સુઝે એ ઢાંકણીમાં. જરા ઘેર જઈ ભટાણીને કહેજો તો ખરા કે રાંધે, અને પછી જોજો એનો સ્વાદ ! ફર્સ્ટ કલાસ નંબર વન-નવી કોલમના છે હો !"

શું બોલે ? બાપડા મહારાજ મનમાં તો બળીને મ્હારા ઉપર ખાખ થઈ જતા હશે, પણ મુનીવ્રત ધારી ન બોલ્યાં. ગાડું આગળ ચાલ્યું. દીવામાં પુરવાને ઘી મંગાયું. તમે જાણો છોને બૈરાંનો રીવાજ ! એક તો એમનો જીવજ જરા પરમાત્માએ ચીકણો બનાવેલો, ને તેમાં વળી અમારાં મીત્રના શેઠાણી સ્વચ્છન્દ અને મનમાં આવે એમ કરનારા. નવું ઘી લાવવાનું હતું, જે તરત કોણ મંગાવવા બેસે ? બરણીનું તળીયું લુછીઝાડી વાડકામાં કાઢ્યું, અને તે લઈ મહારાજ કને મુક્યું. ઘીનો રંગ કંઈક અંશે કૃષ્ણાવતારને મળતો જોઈ મહારાજથી ન રહેવાયું.

"કંઇ નહી, આ ઘી કરતાં તો તેલ કે દીવેલ પુરી કોડીયું મૂકશો તોપણ ચાલશે." મહારાજે વઘારમાં મરચું તો મૂક્યું. પણ બમ્બે વાર ઠોકરાયલાને ખબર નહી, કે કેવો તડતડાટ ઉઠશે! મ્હને તો થયું, કે લાવને મહારાજને પૂછી જોઉં, કે આસતેલ નહી ચાલે? એ રહી ગયું. એનો લેમ્પ અચ્છો બળશે. પણ કંઇ આડુઅવળું વેતરાઈ જાય ને હસવાનું ખસતું થઈ જવાના ડરે મુંગો બેસી રહ્યો, પણ શ્રીમતી કયાં ગાંજ્યા જાય એમ હતા? (મુકી દે એમ હતા?) "શું? આ ઘી નબળું પડ્યું? તમારી વહુ તો આવું બરણીની નીચેનું ઘી ઉકરડે નાખી દેતી હશે, કેમ?"

મ્હને થયું, કે લાવને વચમાંજ કહી દઉં કે વળી બામણ ક્યાં બાપજન્મે દરરોજ ઘી ખાય છે? એટલે પછી ફેંકી દેવાની તો વાતજ ક્યાંથી?"

"ભીખ માંગીને ખાવું ને પાછો રોફ કેટલો? જાણે બાપ લાખ ચાળીસના દીકરા! દીવામાં પૂરવા પણ ચાડવાનું ઘી જોઇએ, કેમ વારૂ?"

છણકો કરતાં કે મહામાયાએ મહારાજના હાથમાંથી ઘીની વાટકી લઈ લીધી, ને પોતે સ્વહસ્તેજ ઘી પૂર્યું. મ્હેં કહ્યું: "એ તો મહારાજનું ધારવું એમ હશે, કે ખરાબ ઘી પૂરવાથી હવા બગડે ને શ્રોતાજનોની આરોગ્યતામાં કદાચ વાંધો આવે, પણ ગભરાશો મા! મહારાજ! ખાવાનો શીરો ભાભી સાહેબ આવા ઘીથી નહી બનાવે, હોં! મ્હારા શબ્દો કોણ જાણે કેવાય સચિત્ર વીચિત્ર હશે! આસપાસ જોતાં માલમ પડ્યું, કે ભાભીએ મોઢે રૂમાલનો ડુચો માર્યો છે, અને ભાઈ સાહેબ તો મુખ-અશ્વની લગામ તદ્દનજ છોડી મુકી બત્રીસ દંત

દેખાડાવી રહ્યા છે. મ્હારાથી હવે ન રહેવાયું. હું તે—હા...હા...હી...હી... કરી હસી પડયો. અને મહારાજનું મ્હોડું! જાણે કડવું ચીભડું ચાખ્યાથી મરડાય તેમ થઇ ગયું.

મહારાજે પોથીની પૂજા થઇ જતાંજ કથા વાંચવી શરૂ કરી. અરધું—પરધું સંસ્કૃત વાંચે ન વાંચે, કે તરત ગુજરાતી ઉપાડી લે, ને વાંચી સંભળાવે. મ્હને તો થયું, કે આવી કથા તો હું પણ વાંચી સંભળાવું. હવે મહારાજે શ્રોતા વર્ગની ધૂળ ખંખેરવી શરૂ કરી. "ભલા માણસ! બીજી વખતે તો જાણે બીડીના ભુંગળા ફુંકીએ તો ઠીક છે. પરંતુ આ તો કથા જેવા પવિત્ર વાંચનાલયમા પણ એજ ધુમાડાના ગોટેગોટ! મહારાજ બાપડા તમારા હૃદય—તીમીરને ટાળવા જ્ઞાનના દીપક અર્થાત્ દેવતા મનોમંદિરમાં પ્રકટાવે, ત્યારે સજ્જન મહાશયો મોઢા ઉપર દેવતા મૂકે.

મહીલા મંડળમાં આંખો ફેરવતાં એક અવગુણ માલમ પડયો. જે એજ કે, તેઓ જ્યાં જાય ત્યાં તેમની જીભલડીનો પટપટારો જારીજ, લુલીદેવીને વિશ્રાન્તી સમય મળેજ નહી. દેવદર્શને કે પ્રમદાપંચમાં, ઘરમાં કે બહાર એટલે, વરઘોડામાં ગીત ગાતાં કે મ્હોંકાણમાં કૂટતાં યા રડતાં, મંગળ અમંગળ સર્વ જગાએ એકજ ભુત ભરાય; અને તે કોઇની કુથલી, તો કોઇના નિન્દા, ફલાણી આવી છે, અને ઢીંકણીનો વર આવો છે, વિગેરે વિગેરે ઢંધર ઉપરની નકામી વાતો! એક મહારાજે હરિકીર્તનમાં સ્ત્રીઓને ગપ્પા મારતી જોઇ ધોધાટ અટકાવવા અરજ કરી દીધું હતું. કે:—

હંસ હોય મોતી ચરે, વિષ્ટા કાગની જાત.
સુજન પ્રીય સત્સંગના...પણ સ્ત્રીને વ્હાલી વાત.

શીયાવર રામચંદ્રકી જય!

તેજ પ્રમાણે અમારા કથામંડપમાં પણ હતું. એક મીનીટ પણ બોલ્યા વિનાની નહોતી જતી. રડતા-કુટતાં તો જાણે ઠીક છે, પણ કથા જેવા ધાર્મિક ગ્રંથ-શ્રવણ સમયે પણ નવરાના ટાયલાં એ કેમ ખમાય? મહારાજ તો સાંભળો કે ન સાંભળો, જેમ બને તેમ, ને જ્યાં ત્યાંથી જલદી અચ્યુત થઈ જાય, એજ આશયથી ગબડાવ્યા જતા હતા, પણ મ્હારાથી ન રહેવાયું. મ્હેં વચમાં મમરો મૂક્યો: "મહારાજ! કથાની વચમાં વળી વાત થાય કે?" "બીલકુલ નહી." કહેતાં કે મહારાજે ઇતિશ્રી...રેવાખંડે...પ્રથમોધ્યાયઃ કરી બોલો શ્રી. સત્યનારાયણ દેવકી જય! ગર્જના બોલાવી. પણ શરમ આવે છે કહેતા, કે જાણે બધાંય ત્યાં બારે હાંડાના માંદા ને ભૂખ્યાં ડાંસ કેમ નહિ હાજર થયા હોય! તેમ કોઇનો હોઠ સરખોય ફફડયો નહિ. ઉપલા ઓવારાની સભા ઉપર જાણે કે વન્દેમાતરમ્ બોલતાં શરમાય! કારણ જાહેરમાં બોલવાનું રહ્યું, પણ આ તો ઘરમાં અને ઘરમાં હતું. છતાંય રામરામ કરો! નવી પરણેલી વહુની માફક બધા શરમાઇ ગયા. આશ્ચર્ય તો એ લાગ્યું. કે સ્ત્રીઓ કે જે વરઘોડામાં ગીતો ગાય. ને રૂદમણામાં લાંબી લાંબી પોકો મૂકી લોક ભેગાં કરે. તેમનામાં પણ આ સમયે કોણ જાણે કયાંથી લજ્જાદેવી ઘુસી ગયા? બેએક અધ્યાય તો આમ ગાડું ગબડયું, પણ પછી તો વચ્ચે સીનેમાનો વીસામો કે નાટકનો વિશ્રાન્તી સમય! જે કહો તે! મહારાજ બાપાએ પણ કથામાં બેઠેલા એક સદ્‌ગૃહસ્થ પાસે બીડીની અને છીંકણીની ડબ્બાની ઉઘરાણી કરી. જરા આઘા જઇ મહારાજ તેને અગ્નીસંસ્કાર કરી આવ્યા. હવે મહારાજ પ્રતિની મ્હારી ભાવનાનો છેડો આવ્યો. મ્હેં કહ્યું: "મહારાજ! કથા સાંભળતાં સાંભળતાં વચમાં વાત ન થાય, તો બીડી પીવાય ખરી કે? તપખીર સુંઘાય

ખરી કે ?" આ વખતે અટ્ટહાસ્યનો ધ્વનિ મહાશય-પંચમાંથી મ્હારા કર્ણપટે અથડાયો. સૌની પધારેલી સ્નેહરાણીઓ હવે મહારાજની પોતાની નીચે રેલો આવેલો છે, તેનો શું જવાબ આપે છે ? તે જોવાને તલપાપડ થઈ રહી. પણ મહારાજ શું જવાબ દે ? એ તો એના બાપનું કપાળ ! જાણે સાંભળ્યુંજ નથી કરી અધ્યાય આગળ શરૂ કરવા ગયા. પણ સેવક ક્યાં એમ કાચી માના હતા, (પુરા નવ માસના હતા) કે જવા દે. આખરે મહારાજે કહ્યું: "જેમ જમતા જમતા વચમાં પાણીની જરૂર પડે છે, તેમ મ્હને કુદરતીજ આ કુટેવ પડી છે." મ્હેં મારાં સ્નેહી તરફ જોયું, પણ તે આ વાતમાં શું બોલે ? તે તો વળી મહારાજ કરતાંયે બીડી બાઇના વધુ આશક હતા. ચેમ્બરમાં (દીશાએ) જ્યારે જ્યારે વીઝીટ લેવા જવું પડે, ત્યારે મોઢામાં એક ઠુંઠું એમને અવશ્ય જોઇતું હતું, અને નહીતો જરૂર જેમ જે ! જે ! નહી બોલતાં આઘેથી દર્શન કરવા દોડતાં બૈરાંઓને કેટલીક વાર ઠાકોરજીના દર્શન થવા રહી જાય છે, તેવુંજ કંઇક બને ! કોઇ કાંઈ બોલ્યા નહી, પણ અમારાં મીસ્ટરનાં મીસીસ ક્યાં દાવ આવે તો સોકટી મારવી છોડે એમ હતા ? તેઓ પોતાની સ્ત્રીલિંગ જાત તરફથી તરતજ વકીલાત કરવા બ્હાર પડયાં. આછો પણ મર્મભેદી ટોણો તેમણે ભૂદેવને મીઠી ધીમી ભાષામાં મંદમંદ મલકાતે મુખે માર્યો: "હોય એ તો ! પારકે ભાણેજ મોટા લાડુ. ભૂદેવ એટલે તો બ્રહ્માના અંશ. એમની ભૂલ ન કાઢવી." મહારાજે પણ ઝટ કહ્યું: કે "હા કોઇની કાળી બાજુ નહી જોવી, હંમેશાં સફેદ બાજુજ જોવી. મ્હોટા કહે એમ કરવું, કરે એમ નહિ." આમ પોતાનો શાસ્ત્રોક્ત રીતે બચાવ કરતાં મહારાજે ચલાવ્યું. કથા આગળ શરૂ થઇ.—પરંતુ મ્હને તો એજ થયા કર્યું, કે માણુસ પોતાની ઉપર

આવે છે, ત્યારે કેવો ખસી જાય છે ? ખરેખર ! પહેલાં આત્મા પછી પરમાત્મા. પહેલાં જીવ પછી શીવ, ને પહેલાં સ્વાર્થ પછી પરમાર્થ. એ વાકયો કળીયુગમાં કાંઇ ખોટા છે ? હું તો હવાઇ તરંગમાંજ હજુ ઉડતો હતો, ત્યાં તો મ્હારે કાને પડયું...ઇતિશ્રી સુતપુરાણે રેવાખંડે... તૃતીયો અધ્યાયઃ બોલો, શ્રી સત્યનારાયણ દેવકી જય !

હે શૌનકાદિ ઋષિઓઃ—

કહી મહારાજે અધુરી કથાનું અગડંબગડં આગળ ગબડાવ્યું. તમે જાણો છોને, કે 'બીજવાય તેમને સૌ વધારે બીજવે.' તેમ મહારાજને એક બહુજ ખરાબ આદત હતી. બુઢ્ઢાપણને લઇને હોય ! કે ગળે ખખરી બાઝતી હોય કહો, પણ મ્હારાજ વચમાં વચમાં બબ્બે મીનીટે ખંખખં... ખાં ખાં ખાં...એ નામના નવા મંત્રનો જાપ જપતા હતા. અત્યાર સુધી તો પૂજા કરવા બેઠેલા અમારા સ્નેહીએ મ્હોંડે રૂમાલનો ડુચો મારી ઉપજતું હાસ્ય જેમ તેમ દબાવી રાખેલું, પણ તમે જાણો છોને, કે જેમ ખમણ ઢોકળાની દાળનો આથો, ઉભરો આવતું દૂધ, અને વધાર દેતાં દાળ ઓચિંતી એકદમ ઉભરાઇ પડે છે, તેમ અમારા મિત્ર મહાશયથી પણ થઇ ગયું. અને જેમ અંતરાસ જતાં ખોંખારી આવે છે, તેમ એ પણ ખોં ખોં કરી ઉઠયા. મહારાજના મનમાં કે મ્હારા ચાળા પાડયા. એના હસવાથી હુંયે હસ્યો, ને બધાંયે હસ્યા. ન્હાના કીકા કીકીઓ પણ વગર સમજ્યે ખોં ખોં કરી ચાળા પાડવામાં ગમ્મત માનવા લાગ્યા. ત્યાં તો મહારાજથી ન રહેવાયું. "આ કંઇ કથા કરાવવાના ઢંગધડા છે ? તમારે મન તો મશ્કરી ઠઠ્ઠા છે, કેમ ? ભટ્ટ ભણે છે કે ભરડે છે ?"

મ્હેં મહારાજને સમજાવીને શાન્ત પાડયા, અને કહ્યું: મહારાજ! એમણે કંઇ તમારી મશ્કરી નથી કરી, એ તો તમારી પેઠે એમને પણ સોપારી ખાવાની બહુ ભૂરી ટેવ છે. તમારે તો જાણે કે મફતના આવે તે પાલવે, પણ એમને કંઈ પાલવે ? છતાં ખા–ખા કર્યાંજ કરે, ડચામાં ઠોંસ્યાંજ કરે, તે પછી એક સામટી ઉધરસ આવે છે. બાકી મ્હારૂં તો ધારવું એમ છે કે તમને તો ઘડપણને લીધેજ આમ થાય છે. કેમ ખરૂંને મહારાજ ? હરામખોર તંબોળીઓ પણ એવા થઈ ગયા છે, તમને કહું કે, સડેલાજ સોપારીઓ પૂજાપામાં બાંધી આપે. તે પછી ઉધરસ થાય તેમાં શું નવાઈ ! હોય. લ્યો અગીયાર વાગી ગયા. મહારાજ હવે જલ્દી હાંકો.”

પણ એમ કંઈ હંકાય ? અમારા સ્નેહીએ તો મહારાજની પડખે રહીને બોલવા માંડયું: “ના ના–મહારાજ! મ્હને કે તમને કોઇને ઉધરસનો કે દમનો રોગ નથી, તેમ થાય તેવો સંભવ પણ નથી. પરન્તુ થાય છે તેનું કારણ તો આ લોકો બીડીના ખોખા ફુંકી ધુમાડો આ તરફ કાઢે છે, એજ છે.”

“બરાબર-છે. બરાબર છે,” કહેતા કે મહારાજે મોડું થઇ જશે, તો ઘેર ગોરાણી ઉધડા લેશે. એ અહીંથી આગળ હડસેલ્યું. કથા તો પાંચે અધ્યાય પૂરી થઈ. હવે પૂજા શરૂ થઈ. મહારાજે કહ્યું: “રૂપાનાણું હોય તો કાઢો, અને પૂજા કરો.” હું ઝટ ઉઠયો, અને બોલ્યો: “લ્યો મહારાજ ! આ લાલજીની મૂર્તિ છે, તે ચાલશેને ? અમે તો હરવખત એજ પધરાવીએ છીએ.” પૂજા તો લાલજીની કરાવી, પણ

પછી રૂપાનાણું દખણામાં મૂકવા કહ્યું. તમે જાણો છોને બાયડીઓનો ઉદાર સ્વભાવ! "તે મહારાજ અમે તો હરવખત દોઢીયું મૂકતા આવ્યા છીએ, અને મૂકીશું. તમારા તો વળી નવા નવાજ ધારા દેખું!"

"તો પછી?" મહારાજ બોલ્યા: "બેઆની કે પાવલીની પૂજા કરી હોત તો પાછી લેવાત કે? તેને બદલે **લાલજી** પધરાવ્યા, તે હવે **લાલજી** આપી દેજો ત્યારે!"

મહારો બેટો બામણ બાઇ! સોનાના **લાલજી**ને ગળે પડયો. હવે ગૃહદેવી છેડાયાં. મેં મનમાંજ કહ્યું: બાવાજીનોજ માલને, એટલે કોણ પૂછે છે? બધુંજ લઇ જાવને." કજીયો આગળ લંબાતે પણ વળી શાન્ત પડયો. કથા કરનાર ને કરાવનાર બેઉ એકએકના માથાના મળ્યા હતા. બધું થયું. આરતી ઉતારવાનો વખત થયો. સજોડે ઉભાં થયાં. કારણ મહારાજે કહ્યું: **'આરઆરતિકમ્!'** મહારાજે ઘંટાનાદ શરૂ કર્યો. અમારા સ્નેહીએ પણ ગોટમટોળ થાળીને પૃથ્વીના ગોળાની માફક ગોળગોળ ફેરવવા માંડી. કે તરતજ મહારાજના મુખમાંથી નીચેના શબ્દો બહાર પડયા, કે જે હું મારી જીંદગીમાં નહિ ભૂલું. અહા! શું એ આરતિના શબ્દો!

જય દેવ—જય દેવ! જય **પંચાતનયા**...પ્રભુ શ્રી **પંચાતનયા**...
ગણેશ—અંબા રવિ—શિવ...જગપાલક કૃષ્ણા...જયદેવ જયદેવ.

**પંચાયતના** ને બદલે **પંચાતનયાનો** ફેરફાર ખરેખર બે ઘડી ચોંકાવે એવોજ હતો, હોં! આરતિ ઉતારી...પાણીય આગળ પાછળ ફેરવ્યું, અને કથા પૂરી કરી...

અચ્યૂતં કેશવં...રામનારાયણં...

પછી પરસાદ લેવાની વખત થઈ. મહારાજને કચકચાવીને દડીઓ ભરી આપ્યા છતાં કહ્યું: કે 'ભગવાનનો બીજો ભરો.' આપણા મનમાં કે "કજીઆનું મ્હોં કાળું" હશે! કહી બીજો ભરી દીધો. ત્યાં તો મહારાજના ભેજારૂપી કનકવાની કન્ના છટકી. "તમને શું ખબર? એતો હવે જમાનો ઘસાતો ગયો, બાકી શું બોલીયે? પરસાદ આટલો! અરે અડધોઅડધ તો મહારાજનો થઈ ચૂક્યો. સમજ્યાં?"

ખરેખર! જો એ કથા કરવા આવનાર બામણ નહિ હોત, અને કોઈ બીજો હોત, તો બે લપડાક લગાવી દારૂ દેખાડતે, પણ ખામોશ ખાઈ તકરાર ટુંકે પતાવી. અડધોઅડધ ભૂદેવને આપતાં પછી થાળીમાં શું હડસેલાં રહે! તેમાંય વળી આડોશીપાડોશીના કથા સાંભળવા આવનારના રીવાજને તમે ક્યાં નથી જાણતાં? મ્હારા ન્હાના ભાઈનો (ઘેર ગયો છે) બ્હેનનો, ફૂલાણાનો, ને ઢીંકણાનો, કહી બધાનો લઈ જાય. ભોગ લાગ્યા હોત જો સવાશેરનો નહિ કર્યો હોત ને સવા પાશેરનો કર્યો હોત તો! મ્હને તો થયું, કે લાવને મહારાજને પૂછી જોઉં, કે "પેલા કઠીયારાએ લાકડાનો ભારો વેચીને કથા કરાવી હતી, તેણે કેમ કરાવી હશે?" પણ પાછું માંડી વાળ્યું.

છેવટે બધું-બ્હારીઝૂરી મહારાજ ગાંસડા-પોટલા લઈ સીધાવ્યાં. "આવજો" સરખુંયે અમે નથી કહ્યું, પણ અમારા સ્નેહીના સ્નેહરાણીએ બાકી ન રાખ્યું: "આવજો, હજુ ઓછું છે, તે પૂરૂં કરવા."

અને મહારાજના જતાંજ અમે પણ ખડખડાટ હસી પડયાં. ભાઈઓ! મહારાજ એવા તો ચીકણા ને સંભાળથી વાસીદું વાળી

જનારા હતા, કે ઉંદરમામાને ભાગેજ એક ચોખાનો વેરાયલો કણ પણ હાથ લાગે. બાકી વધેલા પાન–સોપારી, અબીલ ગલાલના પડીકાં ને થોડા છૂટા ફૂલો બાંધી ગયા હતા. પડીયામાં પલાળેલું કંકુ પણ બાંધી જવા ન્હોતા ચૂકયા. ભાઇઓ! પ્હોંચી અમને એ કથા. આખા જીવનમાં એક અદ્‌ભૂત અનુભવ! આ કાંઇ નવરાના ગપ્પા નથી. પણ ખરી બનેલી કા'ણી છે. પ્રતીતિ કરવી હોય તો સૂર્યપુરની એક અમુક લાયબ્રેરીમાં અમુક મહારાજને મળી લેજો. તમારે ત્યાં કોઇ દી તેડજો.

કહો! આવા અર્ધદગ્ધ કથાકારો અને શાસ્ત્રનો અવળો અર્થ–અનર્થ કરનારા ભૂદેવો પર શ્રદ્ધા તે કયાંથી આવે? ફૂલ નહિ તો પાંખડીથી ચલાવવાનું રહ્યું, પણ આ તો "આખું કોળું શાકમાં" જેવો ઘાટ કરે! દુનિયા નાસ્તિક થતી જાય છે, અને ધર્મ અને ધર્માચાર્યો ઉપરથી શ્રદ્ધા ઓછી થતી જાય છે, એનું કારણ આ દ્રષ્ટાંતથી સ્પષ્ટ સમજાય છે. ઇતિશ્રી. ૐ...બોલો એક વાર અંતે... તમે પણ...(પરસાદ પરમાત્માને ત્યાં અવસ્ય મળશે હોં!) **શ્રી સત્યનારાયણ દેવકી જય!** સાથે સાથે **"મહારાજની પણ જય."**

(અચ્યૂતં.)

પેલી જૂની કહેવત છે, કે:—

# :: જેવાં દામ તેવાં કામ ::

જેટલો ગોળ નાંખો તેટલું જ ગળ્યું થાય

!!! એટલે !!!

અમારે ત્યાં તો

## જેવો ભાવ ચોકખો! તેવોજ માલ ચોકખો!

પછી ભલે તમે નહિ ખરીદતાં! નહિ મંગાવતાં!

—— :: પણ :: ——

:* જરા સેમ્પલ તો જુઓ....નમૂનો તો ચાખો. *:

ઘરમાં કે બહાર ગમે ત્યાં તમારા અગર તમારા મિત્રમંડળમાં લગ્ન, મેળાવડા, પાર્ટી, મહેફીલ, યા જમણવારોના શુભ પ્રસંગોમાં કોઈ પણ જાતની ચોકખા **ઘીની** તાજી અને **ભરોસાપાત્ર મિઠાઈ** તમારે મેળવવી હોય તો! જાત જાતના એસેન્સવાળા પેન્ડ હલવાઓથી મશહુર થઈ ચૂકેલા......

# ઠાકોરદાસ છગનલાલ હલવાવાળા.

બુરાનપુરી ભાગળ—**સુરત.**

—— ને ——

## * યાદ કરવા ખાસ ભલામણ છે. *

* પુષ્પ ચોથું *

# નાટકનું ચેટક

[ એક સ્વાનુભવી શિક્ષણ પર તીરછી નજર ! ]

પ્રયોજક:—"પુષ્પ."



સુરત. "સ્વાનુભવ." ૧૯૨૧

# સુરત શહેરની કમાનમાં

—: આજે નામાંકિત નામ કોનું ? :—

કોઈ પણ જાતના કીમતી કપડાં ધોવડાવવા કે રંગાવવા માટે તમે ગમે તેને પૂછો, તો તે તમને ચેલેંજ ફેંકીને કહેશે કે:— **ટાવર રોડ** ઉપર આવેલી......

ધી

## ઇલેક્ટ્રીક લૉન્ડ્રી કું.

ફક્ત એકજ છે

શાખ:—ભાગાતળાવ રોડ—સુરત

જ્યાં ઉસ્તાદ અને અનુભવી કારીગરોને હાથે. માલીકના ખતા દેખરેખ નીચે સ્પેશીઅલ કારખાનામાં સ્પેશીઅલ મશીનોથી, એકજ ભાવે અને એકજ વાયદે બારીકમાં બારીક, કીમતીમાં કીમતી અને કસબી જરીના, ગરમ, રેશમી તથા સુતરાઉ સ્ત્રી પુરૂષ તેમજ બચ્ચાંઓના કપડાંઓનું ધોવાનું. ડ્રાય કલીનીંગનું ડાઈંગનું, તથા ફ્રેંચ કલીનીંગનું કામ પણ ફાટવા બાળવા કે બગાડવાની બિલકુલ ધાસ્તી વગરનું અને ઉંચામાં ઉંચુ થાય છે. કારણ કે **અમારી કંપની સુરતમાં પહેલ્લી હોઈ અમારે ત્યાંના કારીગરોની કારીગીરીને સફાઈ તથા માલીકનો જાતિ અનુભવ તમને બીજે ક્યાંય પણ મળશે નહી.**

**ફકત એકજવાર પધારી તમારી ખાત્રી કરો.**

## પુષ્પઃ— નાટકનું ચેટક —ઃચોથું



**સો**નારીની કૃપે અને સજ્જન પિતાને પાને પડેલા અજીજ વાંચક બિરાદર! આડોશી-પાડોશીઓ આપમુઆની પ્રાણપોક સાંભળી દોડી આવે, અને બીજો જન્માષ્ટમીનો મેળો ભરાય. તેટલા મ્હોટા સાદે મંગળાચરણમાંજ તમને સો–ટચના સોના જેવું, ચોકખી ચાંદી જેવું સાફ સાફ જણાવી દઉં છું, કે સેવકનું નામ ઉંધણુસી કે કણુસી ચડબડગોટા છે. જે લેખ વાંચતાં પહેલાંજ પેસ્તનજી રૂસ્તમજી દારૂવાળાને ત્યાંના ડબલ પેનલના ચસ્મા ચઢાવી વાંચી લેવા ખાસ ભલામણ છે. હસીલસીને કદાચ ભેજું ગેપ થઈ જવાનો સંભવ છે, તો સમયસૂચકતા વાપરી જરા ચાર ફુટ લાંબી નજર દોડાવી જાણ્યાજોયા વિના એમને-એમ આંખ મીંચીને આપની તબિયતની તંદુરસ્તી તપાસવા કોઈ એકાદ સારી ને સસ્તા ભાવે ઓપરેશન કરનારા કેસલેસ (caseless—just like briefl[illegible].) ડાક્ટરને પણ આમંત્રી દેજો, અને તે પછીજ મ્હારા આ પ્રેમથી અર્પેલાં ગમ્મતના ખજાનાને ખોલજો! ડાક્ટરને બદલે ગરીબ હશો તો દેશી વૈદ પણ બેધડક ચાલશે, ગભરાશો મા! મુંઝાશો મા! અને કદાચ એ સાહેબોમે પણ આવતાં અગાઉથીજ કંઈ નસનું સાડીસાત્તેર થઈ જાય અર્થાત્ ભેજું ગરમ થઈ આવે, તો મ્હારી રામબાણ આબપિનો એકજ ડોઝ ઉપયોગમાં લેજો, જે કંગાળ

તેમજ કુબેર સર્વ કોઇને બીલ્કુલ ફ્રી–મફત લુટાવવામાં આવે છે, જે સેવકના ભેજાએ સાડાસાત વરસની પનોતીમાં ખાટલામાં પડી સુતાં સુતાં શોધી કહાડી છે. એ કીંમતી કીમીયો તે બે પૈસાનુ બરફ લાવી તમારા કપાળ ઉપર શ્રી ગણેશાય નમઃ થીજ ઘસી મૂકજો. વાંચીને હસજો, હસીને મથુરાના પેંડા જેવા પ્રફુલ્લ થજો, ને ધરતી માતા ઉપર ભાર વધારી ધાડ મારજો. અસ્તુ ! ઉંઘમાં જોઇને ઘેનમાં ચીતરનાર સેવકની ટુંકીને ટચ્ચ (short & sweet) પ્રસ્તાવના ઉપર અહીં પૂર્ણ વિરામનો પડદો પડે છે. લ્યો હવે શરૂઆત થાય છે. શ્રી ગણેશ ગોઠવાય છે, ક્રિકેટનું બેટ ઉંચકાય છે. દ્રા......પ......લ...

* * * *

સ્હેલાણી સુરતના અસંખ્ય પેઢીથી પંકાયલા એક ખાનદાન ને કુળવાનનો હું ફરજંદ હતો. ખાંસડાના તળીઆથી તે ચોટલીની ટોચ સુધી શરીરે સુખી હતો. મ્હારા ડોસાની નામાંકિત અટક ગડબડગોટા હતી, કારણ કે ન્હાનપણથીજ એઓ હિસાબખિતાબમાં 'સત્તર પાંચ પંચાણું ને બે મૂકયા છૂટના' એવા ગોટાજ વાળતા હતા. **હનુમાનને ચઢેલા તેલનો, માતાને પધરાવવામાં આવતાં નાળિએર ને સોપારીનો, તથા મંદિરના દીવામાં પૂરવા ભાવિક ભકત લોકો તરફથી ભેટ થતાં ઘીના સંગ્રહની** એક હથ્થુ ખરીદી તથા વેચાણના ઇજારાનો ધંધો અમારા બાપૂ ધમધોકાર ચલાવતા.

જ્યારે બંદાએ શહેર બ્હારની બાગોળ તો ભાગ્યેજ જોયેલી. દુનિયાની કાળી–ધોળી બાજુઓનો અનુભવ ભમરડા જેટલોય ન્હોતો. તેમાં વળી ભણુવામાં પણ મ્હારી માર્ક હંમેશાં લાડવા જેવી ગોળમટોળ

ઝીરો પરસેન્ટજ રહેતી. એક તો હતો હું માતાના પેટમાંથીજ રૂપમાં બીજો રંભા જેવો, અને ગુણમાં બીજો ગાંધી જેવો! (ગરમમસાલો વેચનાર ગાંધી નહિ હો! બીજો ભૂલતા...ગાંધીજી).

એક દિવસ મ્હારા મખ્ખીચુસ ડોસાં ઘરડે ઘડપણે ખોદાબક્ષ પાસ આવવાથી આય સેવકને એક ડ્રામા યાને નાટક જોવા લઇ ગયા. આપણે તો બાપ્ફ પ્હેલવ્હેલીજ વાર ગએલા, એટલે બસ આફ્રીન આફ્રીન થઇ ગયા. ખેલ જોઇને મોડી રાતે ઘેર તો આવ્યા, આંખો તો મીંચાવા કરે, પણ પેલા કલ્પનાના તરંગો તો હજુ ઉછળ્યાજ જાય! આખરે મ્હારી આંખો મળી ગઇ, મ્હને એક સ્વપ્ન આવ્યું. અને તે **મ્હારૂં સોનેરી સ્વપ્નું** તેજ **નાટકનું ચેટક !**

"બધા ધંધા મોળા પડી ગયા છે, ફક્ત આ એક નાટકીઆ-ઓનોજ ધંધો તેજીમાં ચાલે છે." એમ અષ્ટંપષ્ટં સમજાવી કંજુસ બાપાને એકજ સતમાં બાર હજારના લાખ બનાવી આપવાની મ્હોટી મ્હોટી લાલચો બતાવી મ્હેં રૂપીઆ પાંચસો–સાતસો મ્હને આપવા સમજાવ્યા. ઝીણી ઝીણી આંખે ચચ્ચાર ચશ્માના કાચ ભસાણી ટુકડા પંચીઆને છેડે લૂછી લૂછી ઉજળા ઉપરને થુંકે અંગુઠો ભીંજવી નોટ સરકાવતાં મ્હારા ડોસાંએ છેવટે મ્હારી માંગણી મંજુર કરી મ્હને રૂ. પાંચસોના પાંચ કટકા ગણી આપ્યા. મ્હેંય તાબડતોબ એ લઇ હવે જંગી શરૂઆત કરવા મ્હારા જેવાજ એક મ્હારા હાજીહા કરનાર મિત્ર માખણદાસ ઉર્ફે મસ્કાપૉલીસને ત્યાં જઇ તેજ દિવસે પ્લેન–રૂપરેખા નક્કી કરી નાખી. અને ઘણી વાટાઘાટ પછી મા. માખણદાસે મ્હારી એ નવી સ્ટાર્ટ થનાર કંપનીની મેનેજરની જગ્યાનો

ચાર્જ સંભાળવા મ્હને પ્રોમીસ આપ્યું. પણ મ્હારા બુઢ્ઢા આશાવન્તા બાપાને એ ખબર ન્હોતી, કે 'તેનો આ ઠેઠ સુધી અંગુઠો દીકરો લાખના બાર હજારનો ધંધો કરી રહ્યો છે.'

કંઇ લાખ્ખો અમર આશે નિરાશા પણ લપાઇ છે.

અમારા મેનેજરની એવી સૂલાહ મળી, કે આજકાલ ઘણીખરી નવી નાટક કંપનીઓએ કચરાપટ્ટી જેવા ખેલો ભજવી પોતાની પ્રેસ્ટીજ ઘટાડી નાખી છે. માટે આપણે એ લોકોથી કંઇ નવીનજ પગલું ભરી બતાવી નવોજ ફેરફાર કરવો. અને એમની એ સૂચના અનુસાર અમે અમારી કંપનીને ગર્વમેન્ટમાં રજીસ્ટર્ડ કરાવી તેના પાંચ પાંચ રૂપીઆના પચાસહજારના દશહજાર શેર કાઢી લીમીટેડ કરવાની યોજના ઘડી. શહેરમાં એ વાત વાને વેગે ઉડી ગઇ, કે 'સોહામણા સુરત શહેરમાં કંજુસીભાઇના ચીરંજીવી ઉધ્ધણસીભાઇ એક (લીમીટેડ) લાંબીટેડ નાટક કંપની કાઢે છે,' એટલે લોકોનો અમારે ત્યાં તો દરોરો પડયો. જોતજોતામાં તમામ શેર ચટણી થઇ ગયા, અને રૂપીઆ પચાસ હજારની નોટનો થોકડો જોતાં મ્હારા બુઢ્ઢા બાપૂ તો મ્હારા ઉપર એટલા તો દીલોજાનથી ફીદા થઇ ગયા, કે તે દિવસે એમણે મ્હને પાણીને બદલે ગરમાગરમ દૂધેજ ન્હવડાવ્યો ! શું પિતૃપ્રેમ ? (પૈસાપ્રેમ ખરો કે ?)

આખરે શેરહોલ્ડરોની એક સીલેકટેડ કમીટીએ અમારી કંપનીને માટે એક મુબારક નામ બહુમતિથી બહાર પાડવા ઠરાવ્યું, અને તે...

**"શ્રી સત્યાનાશક નાટક કું. લી."**

અમારા મેનેજર સાહેબની નંબર સેકન્ડ સલાહથી મ્હેં કંપનીના માનદ સેક્રેટરી તરીકે ઉઠાવગીર–તફડમચી વિગેરે શહેરના એકાદ બે

નામાંકિત પેપરોમાં અમારી નૂતન કંપનીમાં જોડાવા માટે તદ્દન નવા પ્યુચરંગી પતંગીઆઓ (સેકન્ડહેન્ડ અર્થાત કોઈ પણ કંપનીમાં એક પણ વાર વપરાયેલા એટલે ઉતરેલા નહિ!) **જોઇએ છે,** એમ જાહેર ખબર આપી.

અને પછી તો પૂછવુંજ શું? ખૂણાખાંચરામાં પ્રખ્યાતી પામેલા ને રામલીલા કે નટવરમાં પીટ્ટક્લાસ-થર્ડક્લાસની ગણત્રીમાં નામાંકિત થયેલા, જેવા કે:- મી. દફુચકકર, મી. પલાયનમ્, મી. ડખ્ખોગુલ, મી. કડકબંગાળી, મી. રેંજીપેંજી, મી. મુફલીસ, મી. કુચરો, મી. પુંજા, મી. વર્ણસંકર, મી. ઢીંચણસી, મી. સેમ્પલ, મી. પોઝીશન, મી. રીસ્પેક્ટ, મી. ઓરથોડોક્સ વિગેરે વિગેરે શ્રી પુરાંત બાકી ખડા-છોટા લઠ્ઠુ-પઠ્ઠુ લાંબા-ટુંકા પહોળાં-જાડાં-પાતળાં, ઉંચા-નીચા ગાંડા-ઘેલાં, કાણા-કુબડાં, બોબડાં તોતડાં ને મુંગા-બહેરાં ડીઝાઇન ડીઝાઇનના સેમ્પલો અમારી ઑફિસમાં સ્હવાર પડતાંજ તીડના ટોળાની માફક તૂટી પડયા. જો કે કંપનીમાં બૈરાંઓ રાખી બૈરાંના પાટ બૈરાંનેજ આપવાથી એક લેખે જોતાં ઘણોજ ફાયદો થાય છે, છતાં નાટક અને ફીલમ કંપનીમાં ઉતરતાં એ ફીમેલ કેરેકટરોના ખર્ચા અને ગોટાળા આજકાલ ઠેરઠેર જગમશહૂર થઈ પડેલાં હોવાથી અમારા મેનેજરની સલાહ ભાયડાંઓનેજ ઘાઘરી પ્હેરાવી ઓઢણી ઓઢાડી બાયડીઓની ભૂમિકા ભજવવા આપવાની હતી, અને તેથી મ્હેં વોન્ટેડના કોલમમાં એક્ટ્રેસો જોઇએ છે, એવી તો લીટી સરખી પણ ન્હોતી લખી. છતાં કોણ જાણે કયાંથી તે આધુનિક કંપનીઓની સીસ્ટમ પડી ગયેલી હોવાથી માનીતી, મશહૂર અને ઉડીને આંખે વળગે એવી મીસ સધવા, મીસ વિધવા. મીસ નાતરીઆ, મીસ સદાસૌભાગ્યવતી, શ્રીમતી

કલા, શ્રી. શારદા, શ્રી. લક્ષ્મી, શ્રી. અંગાજમના, શ્રી. બ્યુટી, શ્રી. ડીઝાઇન, શ્રી. નોવેલ્ટી વિગેરે જમાનાની ખાદીસ રંગબેરંગી પૂતળીઓ પણ વચ્ચુતેડયે અમારા આ પ્રદર્શનમાં ઉમેદવારી કરવા જાતે પધારી હતી.

મ્હેં તાબડતોબ અમારા ચૂંટાયલા સભ્યોને બોલાવ્યા. તેમણે પારોર પારોર પરસેવા ઉતાર્યા પછી એમાંથી સીલેકશન કર્યું. મ્હારી અને મ્હારા મેનેજર મી. માખણદાસની સખ્ત ચેતવણી છતાં પણ અમારી કમીટીમાં મુખ્ય નાયિકા Heroine ની ભૂમિકા ભજવવા માટે કેવળ એક સ્ત્રી એકટ્રેસને રાખવા નકકી થયું, અને વધુ મતે મીસ સદાસૌભાગ્યવતી ચૂંટાયાં. પુરૂષ સ્ટાફમાંથી લગભગ તમામનેજ રાખી લેવામાં આવ્યાં, અને તેમાં મી. ઓલરાઉન્ડને ડાયરેકટર નીમ્યાં. હવે રહ્યાં નાચ અને સખી-સાહેલીઓ માટે આણવાં ન્હાના છોકરાઓ ! પરન્તુ એટલામાં તો અમારા ઉસ્તાદ અને અનુભવી ડાયરેકટરે એ બીડું પોત્તેજ ઝડપ્યું. તેમણે સાંજ સુધીમાં તપાસ કરી મ્હને ખબર આપી, કે બે ચાર હોટલોના માલીકને મહીને પાંચ પાંચ રૂપીઆ આપવાનું નકકી કરી મ્હેં એવી શરત કરી છે, કે દરરોજ દસ વાગ્યે હોટલ બંધ થઈ જાય, પછી એક એક કલાક છોકરાઓને રીહીઅરર્સલને માટે મોકલે, અને ખેલ હોય તે દિવસે એક આખા દિવસની રજા આપે ! આમ તરગાળા અને દુબળાંના અભણ છોકરાઓને લાવવા ને કેળવવાનું કામ મી. ઓલરાઉન્ડે માથે લીધું. એનું માન એમને એકલાનેજ ઘટે છે.

અરે ! પણ એક મહત્વની વાત તો તમને કહેવાનીજ હું ભૂલી ગયો ! અમારા મેનેજર મી. માખણદાસ પોતે ચૂસ્ત ગાંધીમતના હોઇ નકરાં શુદ્ધ સ્વદેશી હોવાથી ખદ્દરના ધોતીઆં ને ટોપાં પહેરતા

હતા, એટલે એમણે મ્હને જેમ બને તેમ વિલાયતી વસ્તુઓનો પરી-ત્યાગ કરવા કહ્યું. એમની સોનેરી અને શુદ્ધ સ્વદેશી સલાહને સહર્ષ વધાવી લેતાં મ્હેં યોગ્ય ફેરફારો કરવા અને ધ્યાન રાખવા ડાયરેક્ટર મી. ઓલરાઉન્ડને નોટીસ આપી. તેમણે કેવળ ડ્રેસ, સીનસીનેરી અને સાહિત્યના (ખુરસાં-ટેબલ) ઓબ્જેક્શન્ માટે અપીલ કરી, અને તે મ્હેં વીલ ડુ-ચાલશે કરીને મંજુર કરી.

બીજેજ દિવસે અમારા રીહર્સલનાં રૂમમાં કકડધજ ફેરફાર થયેલો જોવામાં આવ્યો. ઇલેક્ટ્રીક અને કીટસન લાઇટના દીવાઓને બદલે તેમણે શુદ્ધ સ્વદેશી એરંડીયાના તેલના દીપકો પ્રકટાવવાનો હુકમ કર્યો હતો. હાલ તુરતને માટે તો અમારા મેનેજરે એમના આ ફેરફારથી સંતોષ જાહેર કર્યો, અને વળી 'આગળ ઉપર જોઇ લેવાશે' એમ મ્હેં સલાહ આપી.

કંપનીની તૈયારીઓ તો હવે તમામ થઇ ચૂકી. પરન્તુ આમ ખેલ અને પાઠ વિના મફતીઆ ખીચડાં તે બધાને ક્યાં સુધી ખવડાવ્યાં કરવાં ? એટલે કોઇ હુંશિયાર કવિરાજને શોધવાની વાત નીકળી. ત્યાં તો વગરપૂછ્યે ભમતાભૂતની માફક એક છેલબટાઉ કવાભાઇ સ્હામાજ ફાટી નીકળ્યાં. એ મહાકવી છાપમારૂએ તફડંચી કરી કરીને એક ત્રણ પાયાનો ઢંગધડા વગરનો ઐતિહાસિક ખેલ તૈયાર કરેલો. અમારે પણ હમણાં તાકીદ હતી, એટલે આંખ મીંચીને એક બેનીફીટ નાઇટ આપવાની શરતે ખેલ ખરીદયો. પાઠ વ્હેંચાયા, ને ગોળધાણા આવી એક મંગલ રાત્રીના વ્યતિપાતને મુહૂર્તે અમે રીહર્સલ કરવા માંડયું. પરન્તુ અફસોસની વાત અને સવાલ એ આવી પડયો, કે કોઇ પણ નવો મૂછાળો મર્દ અમારા આ ખેલમાં બાયરી-પાઠ કરવાને અને મૂછ

મુડાવવાને તૈયારજ ન થાય. તમામનો દરોરો મરદાનગીના અને તરવાર-રમાઓનાજ પાઠ ઉપર હતો. છેવટે તમામની શરમ તોડવા અને પગલું ભરી દાખલો બેસાડવા મ્હારા મેનેજરની સલાહથી હુંજ ઘુંઘટવાળી ગોરી થવાને મયદાનમાં પડયો. સાથે સાથે મ્હને કહી લેવા દેજો, કે અમારા અદ્વિતીય પ્રતિભાશાળી કવિશ્રીના પંચાંકી ખેલમાં વીસ પુરૂષ પાત્રો ને ત્રીસ સ્ત્રી–પાત્રો હતાં. અસ્તુ ! ! !

પોઝીશનનો વિચાર મ્હારે હાલ તુર્ત તો બાજુએ મૂકવો પડયો. બાપજન્મે લુગડું પ્હેર્યું હોય તોને ? માથેથી ઘડી ઘડીમાં છેડો ઉતરી જાય, પાલવ ખભેથી પળે પળે સરી–ખસી જાય, માથાની વીગ પણ વારંવાર ઉતરી જાય. ને બંગડીઓના ખણખણાટની અણખત ! એ બધું તમને શું કહું ? મ્હારી બીજી બ્હેનપણીઓના–બાંધવોની દશા પણ મ્હારા જેવીજ સમજી લેવી.

છેવટે બબ્બે મહીનાના અખંડ ઉજાગરા પછી અમે જેવું તેવું અધકચરૂં નાટકનું ગાડું નાળે ચઢાવ્યું. "કોઇ ઉંઘી જાય, તો વળી કોઈ શ્રીમાન આવેજ નહિ. તો કોઇ દિવસ પેટી માસ્તર ડબ્બો થઈ જાય, તો વળી કોઈ દિવસ તબલચીને ધબડીને તાવ આવે," એવા એવા કડવા મીઠાં પારાવાર અનુભવો પછી અમે ગ્રાન્ડ રીહર્સલનો એક દિવસ નકકી કર્યો, ત્યાં તો અમારા મેનેજરે આવી મ્હને હવે હેન્ડબીલો અને પોસ્ટરો કાઢવા તથા ખેલની તારીખ નકકી કરવા કહ્યું.

મ્હેં તાબડતોડ કમીટી બોલાવી. ખેલની તારીખ તો જરાવારમાંજ નકકી થઈ ગઇ, પરન્તુ પ્હેલો ખેલ સુરત નહિ પણ મુંબઇમાં નાખવો એવો ઠરાવ થયો. કારણ કે ગમે તેવો પણ નવો ખેલ પ્હેલવ્હેલો મોહ-

મથી મુંબઇમાં પડતાં લોકોનો દરેરો Rush જબરો હોય છે, તદુપરાંત જો મુંબઇમાં પ્હેલેજે તડાકે એ પાસ થઇ જાય, તો પછી સુરતની કમાન એની ઉપર તૂટી પડે એમ હતું. વધારામાં વળી હું પોતે તથા બીજા ઘણાં ખાનદાનના નબીરાંઓ કે જેઓ આય ખેલમાં ઉતરનારા હતાં, તેઓ પણ અહીં પોતાના વતનમાં ઓળખાણ-પિછાણ હોવાથી સ્ટેજ ઉપર સોળ શણગાર સજીને ઉતરતાં ધ્રૂજતાં અને શરમાતાં હતાં, તેમજ પ્હેલો ખેલ હોવા છતાં સુરતમાંજ ભજવીએ તો ખોદાબક્ષ યાને મફતીઆઓની પણ જંજાળ જરા વધારે પડતી હતી, એટલે આ બધા પ્રતિકૂળ સંજોગો જોતાં અમે મુંબઇજ અમારા નવા ખેલની First Night પ્હેલી તોપ ફોડવા નિશ્ચય કર્યો, અને બે દિવસ આગળ હોટલના માલીકોને માંડમાંડ સમજાવી અર્ધાપર્ધા આવે એટલા પોરીઆઓને પકડીને, નહિ તો પછી છેવટ રખડતાં-રઝળતાં ભીખ માંગનારાઓને અગર તો પુટપોલીસવાળાઓને પણ એક રાત ચોળી ચણીઆ અને ઓઢણી પ્હેરી પાઉડર મારી રાજકન્યાની પડખે ઉભા રહેવાને માટે તૈયાર કર્યાં. પછી સદાસૌભાગ્યવતીને સાથે લઇ અમે અમારા ફુલ સ્ટાફ સાથે મુંબઇ ઉપડયા. ત્યાં જઇ તપાસ કરતાં કંપનીનો ખેલ ન્હોતો એવો એક દિવસ થીએટરના માલીકે અમને થીએટર ભાડે મળશે એમ જણાવ્યું. અમે તેનીજ બાડુતી સીનસીનેરી અને ડ્રેસીસ સાથે લાઇટ-બીલ ગણી ભાડાની રકમ નક્કી કરી અર્ધી એડવાન્સ તરીકે આપી. હવે રહ્યા હેન્ડબીલો ને પોસ્ટરોનો સવાલ!

ખર્ચ કેમ ઓછો આવે? એવી સ્કીમ શોધવા પાછળ હવે મ્હેં ભેજું પટકવા માંડયું. ત્યાં તો અમારા બાહોશ મેનેજરના ફળદ્રુપ

ભેજામાંથી હાફુસ પાયરીની કેરીના કટકા જેવો મીઠો તરંગ નીકળી આવ્યો. તેણે મ્હને કહ્યું: 'જો તમે મ્હારી સલાહે ચાલો, તો......લોકો આજકાલ કાગળના હેન્ડબીલો વાંચીને ફેંકી દે છે. હેરકટીંગ સેલુન અને હોટેલની પણ જા. ખ. ના હેન્ડબીલો વ્હેંચી વ્હેંચી લોકોએ આજ જા. ખ. ની વેલ્યુજ હલકી કરી નાખી છે. માટે આપણે પણ એ દુર્વ્યય અટકાવવા પતરાના હેન્ડબીલો ને પોસ્ટરો કાઢવા, અને તે વ્હેંચવાને બદલે દરેક ઝાડને થડે થડે ને ભીંત ભીંતે-દીવાલે દીવાલે ઠોકી દેવાં."

એમની આ અફલાતુન નોવેલ્ટી યાને ન્યુ ઇન્વેન્શન 'શાબાશ શાબાશ'ની ગર્જનાથી વધાવી લેતાં મ્હેં પસાર કરીને બીજે દિવસે ઝાડને થડે થડે અમારી કંપનીના નવા ખેલની જાહેરાત વાંચવા ડેરડેર લોકોની ગંજાવર મેદની ભેગી થવા લાગી. જાણે બીજી માધવબાગની સભા! એ પતરાના પોસ્ટરો નીચે પ્રમાણે હતાં.

**પ્હેલ વ્હેલી .......... પધરામણી ......... છેલ્લ વેલ્લી**

**નવી તોપ!!! નવો ધડાકો!!! નવો ધુમાડો!!!**

**પધારે છે ...ફક્ત એકજ નાઈટ માટે... પધારે છે.**

**અરબસ્તાનથી કબરસ્તાન અને કબરસ્તાનથી પરસ્તાન** જતાં રસ્તામાં ફ્કત એકજ રાતને માટે કેટલાંક સદ્‌ગૃહસ્થોની ખાસ ટીકાથી અને બદગૃહસ્થોની ખાસ ફરમાસથી સુધરેલા મુંબઇવાસીઓને અગાડવા ગાંસડા-પોટલા સાથે ટોપી ફેરવી ફેરવીને ફરી આવે છે.

**સુરતમાં** શરમાયલી, **હજીરામાં**-હવા ખાધેલી, **અમદાવાદમાં** આથમેલી, **ભરૂચથી** ભાગેલી, **દિલ્હીમાં** ડૂબેલી, અને **ભાવનગરથી**

ભડકેલી ગામેગામ અથડાયલી–કુટાયલી અને એકે અવાજે વખોડાયલી ખીચડાખાઉ ખુણાખોંચરામાં પ્રખ્યાત અને વિખ્યાત એવી વિચિત્ર

# શ્રી સત્યાનાશક નાટક કુંપની લી.

મર્હુમ મહાકવિ કાળીદાસના વંશજ શ્રી. "આપમારૂ"ની કટાયલી કોરી ને કડકડતી કલમથી લખાયલો તદ્દન નવો નંબરવન નાટક નામે

## આજરાત્રે ! રામ ભરોસે પ્હેલીજ વાર !

જેમાં કાનતોડ ધડાકા, ચીથરાંના પડદા, ભાયડાની બાયડી, વગરગામના રાજા, ઇમીટેશન અલંકારો, કાનમાં આંગળા નાખે એવા બુલંદ કોમળ પણ જરા વધારે પડતાં કર્કશ અને કઠોર સરોદો તથા કૃષ્ણરંગી કોકિલાઓના કમનીય કંઠ તમને આશ્ચર્યમાં ગર્ક કરી દેશે.

અપરિચિત એકટરો, અદ્વિતિય એકટ્રેસો અને ઉગતી–ઉછરતી કાચી–કુમળી અને બિલ્કુલ બીનઅનુભવી બાળાઓના આથમતા સુરોથી સેકન્ડહેન્ડ વાધાપેટી ( ડ્રેસના ચીંથરા ) ફોર્થહેન્ડ વાજાપેટી ( શનીવાર–ગુજરીના હાટની ) અને ફર્સ્ટહેન્ડ સ્ટાફ સાથે પ્રખ્યાત ચોપાટીના સફેદ દુધ જેવી સુંવાળી સપાટીના આલીશાન ખુલ્લા મયદાન થીએટરમાં સ્ટા. ટા. સાડાદશને શુમારે ચંદ્રિકાના રૂપેરી ચાંદનામાં સ્વદેશી દીવેલના કોડિયાથી થતી ઠંડી રમકઝમક રોશનીમાં પોતાની ભાકુતી છતાં ગજબનાક સીનસીનેરી અને છેલ્લામાં છેલ્લી નોવેલ્ટી ને ફેશનના નાચ–નખરાં સાથે ભજવી બતાવશે.

**તા. ક:**—રીઝર્વ માટે પ્લાન આગળથી નહિ પણ પાછળથી ખુલ્લા રહેશે. ખેલ છૂ જવાનો બિલ્કુલ સંભવ નથી. ખાઇ કરીને નિરાંતે આવવું. જગ્યા પણ વ્હેલી પૂરાઈ જવાની વકી કે ધાસ્તી નથી.

## —:કેટલાક જાણીતા પાત્રોના નામ:—

| | | | |
|---|---|---|---|
| રાજકુમાર **નિર્બળસિંહ** ... | ... | ... | ...મી. **પતંગીઆ** |
| રાજકન્યા **લજ્જાવતી** | ... | ... | ...મીસ **રેશની** |
| બ્હારવટીઓ **બ્હાદુરસિંહ** ... | ... | ... | ...મી. ડબ્બોગૂલ |
| **મહારાજા** | ... | ... | ...મી. **ચક્રમ** |
| **મહારાણી** | ... | ... | ...મીસ ફેલાવંતી |
| **સુલતાન સમશેરખાં** | ... | ... | ...મીઆં **સુલેમાન** |
| **બેગમ** સાહિબા | ... | ... | ...મીસ **બીબીજાન** |
| **સડસડાટ** Hero મેનેજર... | ... | ... | ...મી. મસ્કાપોલીસ |
| **સધવા** Heroine | ... | ... | ...મીસ **સદાસૌભાગ્યવતી** |
| **ભડભડાટ** | ... | ... | ...રાજા રઘુચક્કર |
| **ફુડફુડાટ** | ... | ... | ...ફાંકડો ફુક્કડ |
| **બુડબુડાટ** | ... | ... | ...મી. **બુડથલ** |
| **ધડધડાટ** } | ... | ... | ...ફચરો—પુંજો |
| **તડતડાટ** } | ... | ... | ...બે દોસ્તદારો |
| **વિધવા** [ **સંસ્થાપક** ] | ... | ... | ...મી. ગડબડગોટા |
| **સેમ્પલ** } | ... | ... | ...મી. **સ્વદેશી** |
| **બ્યુટી** } | ... | ... | ...મીસ **વિલાયતી** |
| **પોઝીશન** } | ... | ... | ...મી. **પરદેશી** |
| **એટીકેટ** } | ... | ... | ...મીસ **ઈંગ્રેજી** |

| | | | | |
|---|---|---|---|---|
| રીસ્પેક્ટ } | | ... | ... | ...મી. કન્ટ્રી |
| ઓનર | | ... | ... | ...મીસ લવ |
| ઓરથોડોક્સ } | | ... | ... | ...મી. અગડંબગડં |
| નોવેલ્ટી | | ... | ... | ...મીસ ગંગાજમના |
| આલ્બમ } | [ડાયરેક્ટર]... | | ... | ...મી. ઓલરાઉન્ડ |
| ડીઝાઇન | | ... | ... | ...મીસ નાતરીઆ |

... ... ...ઉપરાંત સાહેલીઓ, સિપાઇઓ વિગેરે... ... ...

* * * *

આટલી તૈયારી પછી ટીકીટો ધમધોકાર ખપવા મંડી, અને જોતજોતામાં ખેલનો એ મંગળ દિવસ આવી રહ્યો. સ્હવારથીજ ડાયરેક્ટરે "હજુ બાળાના છોકરાના કંઇજ ઠેકાણાં નથી, પાઠ પણ ઘણાને કાચ્યાં છે, અમુક અમુક એકટરો ઉજાગરાને લઇને માંદા પડેલા હોવાથી તેમના પાઠ બીજાને આપવાના છે." એવા બૂમ-બરાડા પાડી ખેલની મુદત લંબાવવા મ્હારો અને મેનેજરનો જીવ ખાધો, પણ અમારી કમીટીએ આબરૂના કાંકરા થઇ જવાના ભયે ખાસ ઘસીને ના પાડી. આખરે જેવો થાય એવો-ભજવાય એવો ભજવવાનું નક્કી કરી મ્હેં મારીમચડી ડાયરેક્ટરને ગ્રાન્ડ રીહર્સલની તૈયારી કરવા સમજાવ્યો. છેવટ ફાવે તેમ એક્ટરોના અભાવે નાટકમાંથી વચ્ચેના સીનો કાપી નાખી ખેલ તૈયાર કર્યો. એમાંય વળી કેટલાકને તો નાણાંની કોથળી છૂટી મૂકી આજની એક રાત લાજ સાચવવા જેમતેમ કાલાવાલા કરી ઉભા કર્યા હતા.

બાકી હેન્ડબીલમાં તો તમે જાણો છોને? સરકસવાળાઓની પેઠે એક બે જનાવર અને લેભાગુ બૈરાં હોય, છતાં જાહેરખબરમાં

( હેન્ડબીલમાં ) લાંબા લાંબા લખાણો લખે, તેમ અમે પણ એકજ એકટ્રેસ ઉપર અમારા ડાયરેકટર મી. ઓલરાઉન્ડની સલાહથી પબ્લીકને છેતરવા અને આકર્ષવા બિલ્કુલ અધ્ધર સ્ત્રીઓની ભૂમિકામાં મીસ્ટરોને બદલે મીસોનાજ નામ છપાવી નાખેલાં. ઉપ્પરકી અચ્છી લેકીન ભીત્તરકી તો અલ્લા જાણે ! એવીજ અમારી પણ પોલમપોલ હતી, વાતવાતમાં સાડાસાત વાગતાંજ ડાયરેકટરે જમી પરવારી આવવાની બધાંને સૂચના આપી, તે મુજબ તમામ સ્ટાફ ખાધેલે પેટે ઓડકાર અને ડચકીયાં ખાતો સ્ટેજના અંદરના ભાગમાં એકઠો થઇ ગયો. ખેલની ભૂમિકા ભજવવામાં કંઇક ઉત્સાહ વધે, એ આશાથી આજના ખાણામાં પણ કંઇક માલપાણી બનાવવાની મહારાજને વરદી આપવામાં આવી હતી. તદુપરાંત વન્સમોર પડાવનાર પ્રત્યેક પાત્રને પ્રત્યેક વેળા એક ટકાની અર્થાત રોકડા ત્રણ ફદીયાની બક્ષીસ આપવાનું મ્હેં આગળથીજ જાહેર કીધું હતું.

સાડા આઠ વાગ્યાં અને દરવાજો ખૂલ્યો, ત્યાં તો પ્રેક્ષકોની પડાપડી થઇ રહી. આખો ઓડીયન્સ ચિકાર ! તલમાત્ર જગ્યા નજરે ન પડે, કે કાને પડયું સંભળાય સરખું નહિ ! પીટ્કલાસમાંથી સીસો-ટીઓ એટલી તો બેસુમાર ફુટવા માંડી, કે કાનમાં પણ આંગળાં નાખવાં પડે ! સરસ્વતીના સ્વસ્તિવાચક શબ્દોનો ગટરકલાસમાંથી આવતો શોર, બીડીના ધુમ્રગોટા. હો—હા અને તોફાન ! તોબાહ્ પરમેશ્વર ! જાણે બીજાં કાન ફોડી નાખનારાં તમરાં !

નવ વાગે પહેલી ઘંટડી પડી. મેનેજરે પાછળ મંજનસ-પોટા-સની નળી લઇ ધડાકા કરવા ઉભા રહેનાર અશીણીને તૈયાર રહેવા સૂચવ્યું. પેટીમાસ્તર અને તબલચી પણ બહાર ચહા પીવા ગયા હતા, તે

ઝટપટ આવી પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ ગયાં. ફોકસ આપનારે પણ પોતાની જગ્યાનો ચાર્જ સંભાળી લીધો. એટલામાં બીજી ઘંટડી પણ ઠોકાઇ. પ્રેક્ષકો વધુ જોરથી બૂમરાણ કરવા મંડયાં. અમે પણ પાઉડર અને લાલીનાં લપેડાં હાથે પગે કરી ગંજીફરાકની ઉપર ચોળી, ધોતીયાનાં કછોટા ઉપર ઘાઘરી અને તેની ઉપર સાડી વિંટાળી સોળે શણગારથી સજ્જ થઇ સાવધાન થઇ ગયાં.

શરૂઆતમાંજ તમારે સમજી લેવાનું કે અમારી કુંપનીના ડાયરેકટર સાહેબે એક હજામના પોરીયાને પકડી મંગાવી મૂછાળા મર્દ પીટી માનુની થવાનું મહાભાગ્ય પ્રાપ્ત કરનાર ઘાઘરીપાઠ લેનારાઓના–અમારા દરેકના દાઢીમૂછ કલીન શેઇવ યાને સફાચટ કરાવી નંખાવ્યા હતા. (મંગળ કાર્યના પ્રારંભમાંજ આ અમંગળ ગણાતું અપશુકનીયું કાર્ય કરવું પડે છે!) મ્હારા એટા પારેખભાઇએ પણ ઉતાવળમાં ને ઉતાવળમાં મુછ પર અસ્ત્રો ફેરવવાને બદલે આમતેમ જોતાં એ રાજીસ ચાકુ એવો તો આંખ મીંચીને આજુબાજુ ચલાવી દીધો, કે ઘણાખરા શ્રીમતીના વેશધારી શ્રીમાન્ મહાશયો લાલપાણી નીકળવાથી બૂમાબૂમ પાડી ઉઠયાં.

પછી તો કંઇક પાઉડર લગાડવા પડયાં, કંઇક બનીઠની આરસીમાં જોવા લાગ્યાં, કંઇક પાલવ ખોસતાં ખોસતાં ઘરેણાં પસંદ કરવા લાગ્યાં, તો કંઇક મુછોના આંકડા ચઢાવી કમ્મરે તલવાર લટકાવી હવામાં પટાબાજીની પ્રેકટીસ કરવા મંડયા. અમે પણ લાલી લગાડી ગાલ ગુલાબી બનાવ્યા, સફેદ પાઉડરથી હાથ, પગ અને મોઢું રંગ્યા, શરીરનો ખુલ્લો દેખાય એટલો ઘઉંવર્ણો ભાગ ગોરો કરવામાં આવ્યો, સ્ત્રી–પાત્રોએ પદ્મિનીની માફક હાથે પગે મેંદી મૂકેલી બતાવવા હથેલી અને તળીયાં લાલ રંગે રંગી નાખ્યાં, કોઇએ બનાવટી દાઢીમૂછ વળગાડી,

તો કોઇ બુડમુચ્છાએ ચાંપ લગાડી મુછ ભેરવી, તો કોઇને ફાવટ ન આવવાથી કાળી શાહીથી મુછ ચીતરવામાં આવી. એક મશાણી લાલ લુગડામાંથી બબ્બે વ્હેંતના કટકા ફાડી તે દરેકને રૂમાલને બદલે હાથમાં રાખવા આપવામાં આવ્યાં, સાથે 'ઘામ લાગે અને પરસેવો થાય, તો તે ભાગ ઉપર રૂમાલ પોલોપોલો દાબવો, પણ ઘસીને જોરથી લૂંછવો નહિ, નહિ તો મેઇક અપ પાઉડર નીકળી જશે,' એવી ડાયરેક્ટર તરફથી સૂચના પણ કરવામાં આવી.

મોજાં અને જોડા તો પોતપોતાનાજ વાપરવાના હતાં, કંપનીએ એ ઉદારતા ન્હોતી બતાવી. પરંતુ તપાસ કરતાં અમારા ડાયરેક્ટરને ખબર પડી, કે લગભગ સેંકડે નવ્વાણુ ટકા એક્ટરોના ખાસડાં પ્રદર્શનમાં મૂકવા લાયકજ છે, એટલે આખા ખેલમાં નાયક–નાયિકા અને કોમીક પાર્ટ સિવાય કોઇએ એ પહેરવાંજ નહિ, એવો અહસકારનોજ ઠરાવ થયો. મ્હારો પાઠ વિધવાનો હતો, છતાં મ્હેં તો એક અપ-ટુ-ડેટ જોઇને ફુલકા બાંયનું પોલકું અને કેળના રેશમની કોર અને બુટ્ટી-વાળો ચમક–ઝમક થતો ચણીયો, પ્હેરી ઉપર ખોટું પણ રજનીના રોશનીમાં રગ–ઝગ થતું આછું અમ્મર ઓઢી વાંકા સેંથાની ગુચ્છા-વાળી વેણીની છુટ્ટી લટવાળી ભરાવદાર વીગ પ્હેરી કાચ–કડીયા ને લાલ લીલા રંગબેરંગી પત્થરના ઇમીટેશન અલંકાર બંગડી ને ચાંલ્લાથી મ્હારી સુકોમળ સુંદરી–દેહને શણગારી હતી. ત્યાં તો એકાએક ડાયરેક્ટરની નજર મ્હારી ઉપર પડી. તે એકદમ ત્રીજી ઘંટડી વગાડવા જતાં મેનેજરને 'જસ સબૂર' કહી રોકતાં મ્હારી પાસે ધસી આવ્યાં. મ્હારો એ તમામ સૌભાગ્યવેશ તેમણે પાપણુના પલકારામાં ઉતારી લીધો. "તમને શું કહું ? શેઠ ગડબડગોટા ! તમારામાં એટલી સાધારણ પણ અક્કલ

નથી, કે તમારે તો વિધવાનો પાઠ કરવાનો છે? કાઢી નાખો આ તમારા અપ-ટુ-ડેટ સાડી, ચોળી અને અલંકારો! ને આ ફાટેલી ચોળી ઉપર આ કાળું લુગડું વિંટાળો. એ રાજકન્યાના પાઠની ફેન્સી વીગ કાઢી નાખો, અને આ છુટ્ટા વીખરાયલા વાળનો ચોટલો પ્હેરો. હાથેથી નાકેથી કાનેથી પગમાંથી અને ડોકમાંથી તમામ અલંકારો કાઢી નાખી ઝટપટ હાથ કંકણ વગરના અને વેશ તેમજ દેખાવ એક કમનસીબ વિધવા જેવો કરો. અને કપાળમાં આ ચાંલ્લો શાનો કર્યો છે? ભૂંસી નાખો, ભૂંસી નાખો. તમે પણ શું મ્હારા ભાઇ......વિધવાને તે વળી ચાંલ્લો કેવો હોય?"

ગભરાતાં ગભરાતાં એની આજ્ઞાનો અમલ ઉતાવળથી કરતાં એની સૂચના અનુસારના અલંકારો મ્હેં સજવા માંડયાં. ત્યાં તો મી. ઓલરાઉન્ડની નજર આમતેમ આંટાફેરા મારતી અને સીઝર ફુંકતી નાટ્ય–નાયિકા મીસ સદાસૌભાગ્યવતી ઉપર પડી. મ્હોડામાંથી તે ચાંચકી લઇ જમીન ઉપર ફેંકતાં તેઓ ઘુરકયાં: "હજુ ફર્યાં કેમ કરો છો?" મ્હારા કઢાવી નાખેલ અલંકારો અને કપડાં તેમને પ્હેરવાને આપતાં તેમણે આગળ ચલાવ્યું: "લ્યો, જલદી આ પ્હેરી લ્યો, હાથે પગે અને મ્હોડે પાઉડર અને લાલી લગાવો, હથેલીઓ જરા વધારે લાલ કરજો, સેંથામાં સિંદુર પૂરજો, ને સધવાનો પાઠ છે, માટે કપાળમાં ચાંદલીઓ કરવો ન ભૂલતાં! ચાલો, જલદી કરો, તમારે બીજાંજ સીનમાં કામ છે."

બાપડો ડાયરેક્ટર પોતે પણ પાઠમાં હોવાથી પોશાક પ્હેરતો જાય, ને આજુબાજુ આમતેમ ધ્યાન આપી બુમ–બરાડા પાડતો

જાય. કર્મ સંજોગે પ્રોમ્પટર (ટાંપ આપનાર) રાખેલો, તે પણ ચસ્મેલ્લ યાને રતાંજળો એટલે કવિશ્રીના મંકોડા જેવાં ઝીણા અક્ષર એની આંખે ઉકલતાજ ન્હોતા. "જેમ ફાવે એમ મ્હોમાં આવે એમ સડસડાટ ફેંક્યા જવું, પણ કોઇએ બોલતાં બોલતાં વચ્ચે અટકી જઇ ઇર્જતના કાંકરા ન કરી નાખવા, અને તેમ છતાં પણ તમને ધ્રૂજારી ચઢી આવવાનો અથવા ગાભરીફાઇડ થઇ જવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો મ્હારી તરફ જોવું, અગર તો ધીરે ધીરે બહાદુરીથી પાછલે પગે ખસતાં ખસતાં કોઇ ખાસ બ્હાનું બનાવી વીંગ નજદીક આવવું." એવી એવી સોનેરી સૂચનાઓ અમારા ડાયરેકટર અમને બધાને આપતાં ને ધીરજ દેતાં.

સૂત્રધારને માથે ખાસ્સું સવ્વા બશેરનું કોઈ ઘાંચીનું ભાડે માંગી આણેલું લાલ ચણોઠી જેવું પાઘડું પહેરાવી દીધું. કંપનીના રાંધનાર રસોઇયાનું જૂનું પુરાણું અબોટીયું પિતાંબર તરીકે પરિધાન કરાવ્યું, અને હાથમાં એક તાર વગરનો ચોરબજારમાંથી પકડી આણેલો સેકન્ડહેન્ડ પણ રંગ ચઢાવેલો તંબુરો આપી દીધો. ઘરની બાયડીના સાંકળાં અને બાર આને ડઝનવાળા હમણાં નવાંજ નીકળેલાં અને વસાવેલાં અને પચરંગી પદડાંની માફક નાઇટની લાઇટમાં ચમ-ચમતાં ઇમીટેશન રોલ્ડગોલ્ડ જેપેનીસ શોભાના લવીંગીઆં, નથ અને બોટી બંગડીઓ નાક અને હાથે સ્પ્રીંગથી (કળથી) ભરાવી રાજકન્યા મહારાણી સાહેલીઓ બાળાઓ વિગેરે સહુ કોઈ તૈયાર થઇ ગયાં હતાં. ફારસીયા સિવાયની સર્વે ટ્રેજીક પાઠની રમણીઓને દક્ષીણી સ્ટાઇલથી લુગડાં પહેરાવી માથે છેડો ઓઢવાની બાધાજ લેવડાવી હતી, કારણ કે અમારા ચતૂર અને બાહોશ ડાયરેકટરનો એ સંબંધમાં એવો અનુભવી

અભિપ્રાય હતો, કે "વારે ઘડીએ છેડો ઉડી જતાં બીન-અનુભવી એકટરો પણ કેટલીક વાર અણઆવડતને લઇને હાંસીપાત્ર થઇ જાય છે." પુરૂષ પાઠમાં રાજા મહારાજા ચુસ્ત રજવાડી પાયજામા પહેર્યાંથી હેરાન-પરેશાન થઇ ગયા હતા. આવી આવી અનેક દોડધામો અને અગવડો વચ્ચે અમારા મેનેજરે છેલ્લી ત્રીજી ઘંટડી ઠોકી. ઘણ...ણ...ણ...ણ...ણ...

* * * *

........પણ અફસોસ ! ધડાકાવાળાએ મંગળાચરણમાંજ બારી નાખ્યું. પડદો તો પુરેપાપુરો ઉંચકાયો, સૂત્રધાર ને બાળાઓના ડાચાં તો દેખાયાં, પરન્તુ બહુ બહુ ઉપાય કર્યા છતાં અવાજ ન થયો. "ચાલો હવે માંડી વાળો...ચાલવા દો..." એમ હજુ તો મેનેજર પોતાનું વાક્ય પૂરૂં કરે, ત્યાં તો "પણ નહિ કેમ ફૂટે ?" કરતાં બાઘેલા ધડાકાવાળા મહાશયે નળીમાં બીજો વિશેષ પાઉડર ભરી જોયાં વિચાર્યાં વિનાજ ધૂનમાં તે ધૂનમાં સળીઓ ઠોક્યો. ઓચિંતો ભયંકર અવાજ થયો, અને આખા સ્ટેજ ઉપર ધુમાડાના ગોટેગોટ ઉછળ્યાં. પ્રેક્ષકો તેમજ સુત્રધાર તથા બાળાઓ સહુ કોઇ ચમક્યાં. ભડકેલા સુત્રધારના હાથમાંથી તમ્બુરો અને બાલિકાઓના હાથમાંથી પૂજનથાળો પડી ગયા, એ તો ખેર ! પણ પેલું સુત્રધાર મહાશયને મસ્તકે શોભતું સવા બશેરનું પાઘડું ધડાક દેતું કે ઉથલાઇને છેક પેટીવાળા પાસે જઇ પડ્યું. એણે તો આબાદ બાંગરો વાંટ્યો ! અને ઓડિયન્સના હોજમાં આમ જ્યારે ખિલખિલાટ હાસ્યરસનો ફુવારો ઉડી રહ્યો હતો, ત્યારે પેલા મી. ધડાકાદાસ તો તેમનાજ ધ્યાનમાં ખાંડ ખાતાં હજુ હરખાઇ હરખાઇને મૂછોના આંકડા ચઢાવતાં "કોણ કહે છે, કે દારૂ

હવાઇ ગયો છે ? આ શું ?"...એમ બકયાજ જતા હતા. મ્હેં પાસે જઇ જ્યારે એને એ પુષ્પાંજલી પ્હેરાવી દીધી, ત્યારેજ એને ભાન આવ્યું. પણ હવે શું ? ઢોળાયલા દુધ ઉપર આંસુ વેરવા વ્યર્થ સમજી મ્હેં બનનાર બની ગઇ, કહી માંડી વાળ્યું. એણે પણ અજાણનામાં થએલી પોતાની આ નજીવી ( ગંભીર નહિ ! ) અર્થાત નહિ જેવી ભૂલ માટે દીલગીરી ( માફી નહિ ! ) દેખાડી. પણ તમને શું કહું ? એની એ બાફેલી ક્યુંબરનો કડવો ઘુંટડો હું જેમતેમ ગળી જાઉં, ત્યાં તો એ મંજાસપોટાસના ધુમાડાએ એની આજુબાજુ જોવા મળેલા અમારા ઘણાખરા એક્ટરોના ગળાં પકડી લીધાં. "ખોં...ખોં...ખોં..."ના ઉધરસના અવાજથી અમારૂં અંદરનું સ્ટેજ ઘડીકવાર તો ગાજી રહ્યું. એક તો એમના ઘાંટા લાગલાગટ ભૂંસાપાણી ( સેવમમરા ) ઉપર ખેંચાયલા ઉજાગરાથી ખોંખરા થઇ ગએલા, ત્યાં વળી આ ધુમાડાએ એમાં કંસાર ઉપર ઘીની ધારાની ગરજ સારી !

અને કોઇ દિવસ ઘાઘરી પ્હેરી ખેલમાં ઉતરેલાજ નહિ, એવા થર...થર...ધ્રૂજતા પેલા બાળાઓના પોરીઆઓના મોઢામાંથી તો "ઓ...બાપ...રે..."ની એક તીણી ચીચીઆરી પણ નિકળી ગએલી. એમના ટાંટીઆજ કેવળ ઓડિયન્સને જોઇ ધ્રૂજતાં હતાં, એટલુંજ નહિ પણ મ્હોકું પણ પ્હોળું માંડમાંડ થતું હતું. છતાં ઉસ્તાદ તબલચીની તબલાફાડ થાપે એ ધીરા અવાજ દાબી દઇ અમારૂં કપાતું નાક અણીશુદ્ધ સાચવી લીધું. સાથે પેટીમાસ્તરે પણ કમાલ કરી ! એમણે એ કોયલડીઓના કંઠને દાબી લેવા ખરજના જાડા સૂરો ઉપરજ પોતાના આંગળા નચાવવા માંડયા. પણ યા ખુદા ! જ્યાં સૂત્રધાર પોતાનું કામ કરી અંદર ભાગી આવ્યા, ત્યાં ખરેખરો

ફારસ થયો. તબલચી ખેંચે ઉત્તર, તો પેટી વાગે પશ્ચિમ ! એક છોકરી આલાપ મારતી હોય, તો બીજી બડબડતી હોય, તો ત્રીજી ઓઢણીનો છેડો સમારતી હોય, તો ચોથી મોઢામાં પાલવ ચાવતી હોય, તો વળી પાંચમી ઉંચે–નીચે અને લોકોના પચરંગી ફેશનના પોશાક અને મોઢાઓ તરફજ જોતી હોય ! બધીજ આવી થઈ ગઈ હતી. 'શિઆળ ખેંચે સીમ ભણી, તો કુતરો તાણે ગામ ભણી' તેમ સંગીતના એક સૂરમાં એકાવન રાગીણી ને છપ્પન જાતના તાલ પડવા લાગ્યાં. આખરે "હુરરે...હુરરે..." ના પોકાર વચ્ચે બ્હીધેલી બાળાઓ અંદર જવા દોડી, ત્યાં તો આંધળા અને દારૂડીઆ પડદા ખેંચનારા રાવસાહેબે તો એકદમ ઉતાવળમાં પડદો ઉંચકી લીધો. એક બાપડી તો બાજુમાંજ ભટકાણી, અને અંદર રાજભુવનની સીડીના સીનના પગથીઆં ઠોકતો સુથાર તો ઝટપટ હથોડો લઈ ન્હાઠો. આમ તાળીઓ વચ્ચે અમારી આબરૂના લીલામ કરતા, કીર્તિના કાંકરા બનાવતાં કમનસીબ ખેલનો પ્હેલો ડ્રૉપ ઉંચકાયો.

અમારા આ પ્હેલા પ્રવેશમાં રાજકન્યાના બાદશાહી શૃંગાર–ભુવનનો સીન હતો. રાજપૂતકન્યા લજ્જાવતીનો આ પાઠ ભજવનાર મીસ રોશની તે જરા દેખાવડા ને રૂપાળાં લાગતાં સત્તર અઢાર વર્ષના અમારાં સ્નેહીજ હતાં, અને તેમની હદબ્હારની શરમાળતાથી અમે સંપૂર્ણ વાકેફગાર હોવા છતાં એ કેરેકટરને ( ભૂમિકા ) ન્યાય આપે એવો કદે, સૌન્દર્યે અને સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જાને પણ શરમાવે એવો કોઇ બીજો નમૂનો ન જડવાથી એમની ચોકખી ના છતાં, મરીમચડી બળાત્કારથી અમે એને આ પાઠમાં ઉતારી અપ-ટુ-ડેટ રીતે શણગાર્યો હતો. બુરાનપુરી ચીરના બાવીસ હાથના જાડા ઘેરદાર

ઘાઘરાની ઉપર પાછળથી કસ બાંધી છાતીનો બનાવટી ભાગ બ્હાર દેખાય એવી રીતે પ્હેરાવેલી તસતસતી કીનખાબના કાપડાંની કંચુકી ઉપર મારવાડી અને રાજપૂતી અસલી ફેશનનું બારીક આછું રેશમી ઓઢણું ઓઢાડયું હતું. વેણીની છૂટી લટ એમની પીઠે લટકતી હતી. પગમાં વજનદાર તોડા અને હાથમાં કોણી સુધીના ( ઢાંકી દે એવા ) મજબૂત વજનદાર હાથીદાંતના ચૂડા મહામહેનતે બૂમબરાડા વચ્ચે હાથ છોલી–લાલ–લાલ કરી ચઢાવ્યા હતા. માથા અને ગળામાં પણ એવાજ સોનાને બદલે પિત્તળના ટોકરા રહી જાય એવા ઘરેણાંથી એને કચકચાવીને લાદી હતી. નાકમાં અને કાનમાં સર્પીગવાળાં ભયંકર વેસર અને લટકતાં–લચકાતાં લોળીયાં ( કુંડળ ) પણ પ્હેરાવવાં બાકી ન્હોતા રાખ્યાં. અર્થાત દુકાણમાં અમારો આ પ્હેલો ઉઘડતોજ સીન, અને–તેમાંય પાછો એ રહ્યો જરા દેખાવડો, એટલે એના ઉપરજ આખા ખેલનો આધાર હોવાથી અમારા ડાયરેક્ટરે એને રાજપૂત–કન્યાની ભૂમિકામાં Reality આબેહૂબપણું દેખાડવા ખન્તે ને પોતેજ તસ્દી લઇ શણગાર્યો હતો.

એ પંદરમી સદીના પોશાકની રાજપૂતકન્યા વીસમીસદીની કંપનીના પવનનું અનુકરણ કરી હાથમાં મઘમઘ થતી પુષ્પમાળા લઇ ગાતી ગાતી સાહેલીવૃન્દ સાથે રંગભુવનના રમણીય પગથીઆં મંદ મંદ પાદપગલી મૂકતી લચકાતી ને લ્હેકતી ચાલે–કમરે ઉતરી રહી હતી, ત્યાં તો અરરરરરરર ! ઉતાવળમાં એ પગથીઆ ઠોકી દોડી જનાર અણઘડ સુથારની ભૂલે કરી રંગમાં ભંગ પડયો. બધીય મનની મનમાં રહી ગઇ. એક ઉપસી આવેલો ખીલો બ્હારજ રહી ગયેલો. તેની અંદર શ્રીમતીના પગની પાની સુદ્ધાંત ઢાંકવા નીચે સુધી રોળાતા ઓઢણા

તરીકે એટેલા આછાં બનારસી અમ્મરનો પાલવ એમાં ભેરવાયો. આંચકો આવતાંજ એ ચરરરરરરર...કરતું ચીરાઇ ગયું, ને પડી ઉંધે માથે. નાકની ટીચકી તો છુંદાઈ ગઇ, એ તો ધૂળ નાખી, પણ ખાસ એનેજ પ્હેરવા મહામહેનતે મેળવેલ રૂપીઆ અઢીસોના સાચ્ચા અમ્મરની ઉપર દીવાસળી મૂકાઈ ગઈ. હવે શું કરવું ? એ વિચારે હું મેનેજર ને ડાયરેક્ટર મુઝાતા હતા, ત્યાં તો એકાએક ઇશ્વરેજ અમારી લજ્જા-વતીની લજ્જા રાખી, દ્રૌપદીની માફક નવાં ચીરની પૂર્તિ કરવા અમને તક આપી. રાતના ઉજાગરાથી ઝોકા ખાતાં પડદા ખેંચનારાના હાથમાંથી એકાએક દોરીનો છેડો એજ વખતે છૂટી જતાં પડદો પડી ગયો, એટલે વધુ હો-હા થતાં પ્હેલાંજ ફજેતી થતી અટકી ગઇ. એ દરમ્યાન અમારા દીર્ઘદ્રષ્ટિવાન અને સમય વર્તે સાવધાન કરનાર બાહોશ મેનેજરે બ્હાર સ્ટેજ ઉપર જઈ એકસીડન્ટ-અકસ્માત થયેલો જણાવી પાંચ-દશ મિનિટ શાન્તિ ધારણ કરવા વિનંતી કરી, અને તેટલામાં અમે એને મ્હા-મ્હા પાઇ પાછો જાગૃત કરી અમ્મર બદલાવી તૈયાર કરી નાખ્યો. પણ હવે તો પુઠ્ઠળ વાગવાથી એ ઉતરવાનીજ ના પાડતો હતો, અને ભારી જમણવાર જમેલા પેટ ને છાતી ઉપર વજનદાર ઘાઘરાના તથા કંચુકીના તાણીને (કચકચાવીને) તસતસતા બાંધેલા બંધ ઢીલા કરવાને માટે મ્હને ઝળઝળીઆ ભરેલી આંખે વિનવી રહ્યો હતો. હું એ બંધ-સટકીઆ ઉતાવળમાં ઢીલા કરવા ગયો, ત્યાં તો ઉલ્ટાં એના કમનસીબે ઉંધુંજ વેતરાયું. ગાંઠ એકવડી થવાને બદલે બેવડીજ થઈ ગઇ. હવે કોઈ ઉપાય ન્હોતો ! તેમ એવો વધારે વખત પણ અત્યારે ન્હોતો, એટલે અમે એને આટલો સીન ચલાવી લેવાને સમજાવી-પટાવી પગે પડીને પવિત્ર લાલ ગંગાજળની એક ઉપર એક પ્યાલી ઉપરા

ઉપરી પાઇ પ્રસન્ન કરીને પાછો અંદર લઇ જઇ સખી મંડળની સાથે સીડીને પગથીએ ગોઠવ્યો. પડદો ઉંચકાયો, અને પાછો એજ શૃંગાર સદનનો સીન ધડાકા સાથે ખુલ્યો. સાથે શરમાળ લજ્જાદેવીનો પણ મંજુલ અને દર્દભર્યો કંઠ ખુલ્યો. દેવી મદિરાના નિશાપ્રભાવે એની શરમને તોડી નાખી. એ લથડાતે પગે અને અચકાતી જીભે બગ્ગાની પૂર બ્હારમાં ખીલ્યો.

—: ગાયન :—

લજ્જા:— કહેને સખી...........
......કોને ધરાવું આ.........પુષ્પમાળા ?
પચરંગી પુષ્પોની...પરિમલ ભરી મહીં છે,
મૃદુતા અહાહા ! જોને...શી નિતરી રહી છે ?
......ક્યા દેવતાને કંઠે શોભાવું ? દેવબાળાં...સખી.
લજ્જા:— અલીઓ ! જુઓને ?.........
સખીઓ:— શું છે ? શું છે ? બ્હેન !......
લજ્જા:— ......સરકી જવાને કેમ કરતી હશે ચાળા ?...સખી.
સખીઓ:— (એ તો) બ્હેની ! તું બતાવે ત્હારા ઉરના ઉછાળા...
લજ્જા:— .........બોલો......તમારાં......મર્માળા...રે...સખી.

---

આવાં શૃંગાર-પ્રાધાન્ય ગાયનની સમાપ્તી થતાંજ સરખેસરખી સહીઅરોની વિનોદી ઠઠ્ઠા મશ્કરી શરૂ થઇ. સખીઓએ "બ્હેન ! તમે તો બહુ ઉદાસ જણાવ છો ? કહો તો ખરાં...તમને એવી તે શી અંતરપીડા થાય છે ?" અને શરમાળ લજ્જાવતીએ પણ વિરહી અને પ્રેમઘેલી શકુંતલાનો પાઠ ભજવવા માંડયો.

—: ગાયન :—

રે......મ્હારી આંખલડીમાં ઘેન...
અલી ઓ બ્હેન ! અરે ઓ બ્હેન...
મુઇ ! મ્હને નિદ્રા ન આવે નેન...
અલી ઓ બ્હેન ! અરે ઓ બ્હેન...
કોયલડી ટહુકી ટહુકીને...સંદેશાં કંઈ અજબ સુણાવે,
ગાંડાઘેલા સ્વપ્ના અલી બા !...સ્નેહભીનાં શરમાવે.
નચવે થનગન નમણાં નેન............અલી.
સ્વપ્ન મધુરું સખી બન્યું તોયે...થાય ન કેમે સ્હેન,
આળસ ખાતી અંગ મરોડું...પડે ન દિનભર ચ્હેન...
જો કે મ્હારી રમણીય વીતે રેન......અલી.
પડું એકલી એકાન્તે ત્યાં...કાન અલી કોઇ ફૂંકે,
ઝોકાં આવે જોતાં જોતાં...નયન-કીકી બળી ઝૂકે.
એવાં અજબગજબ એ ઘેન.........અલી.
પળ પળ અંતરમાં અલી બ્હેની ! અવનવી ઉર્મિ જાગે,
કુમળાં-કુમારાં દીલમાં કાંટા.....ભણકારાના વાગે.
દરદ એ જાય સહ્યાં ના બ્હેન.........અલી.

---

વળી એ ગાયન પૂરું થતાંજ એની સખીઓએ એના દુખતા ને સજ્જડ થઈ ગએલા પેટમાં આંગળીઓના ગોદાનો મુંગો માર મારી એને પજવવી શરૂ કરી. એક તો એની આંખ દેવી મદિરાના ઘેનમાં ઘેરાતી હતી, ટાંટીઆ જમીન ઉપર પૂરાં ઠરતાં ન્હોતાં, ત્યાં તો લપાતો છૂપાતો

એનો પ્રેમી દુષ્યંત રાજકુમાર નિર્મળસિંહ પાછળથી આવી પહોંચ્યો. આવતાંજ એ દોઢડાહ્યાએ પોતાની ઓવરએક્ટીંગથી પબ્લીકને છક્ક કરી નાખવાને ઇરાદે શકુન્તલાદેવીની આંખો ઓચિંતી જોરથી દાબી દીધી. પણ એ બાપડી નવી–સવી રાધિકાને એ ખબર ન્હોતી, કે તેનો કાનકનૈયો આમ પૂંઠેથી આવી પોતાની મશ્કરી કરશે ? જ્યારે એ રાજકુમારના અંતરમાં તો એવાં એવાં ઉંડા ભાવ ઉછળતાં હતાં, કે પોતાની આ પ્રેમાળ પ્રિયતમા લટકાં–મટકાંની સાથે મ્હારા આ "એનબેન દીવાબેન...ત્હારા મનમાં કોણ છે ? બોલ જોઉં ?" એ શૃંગારીક વિનોદનો મોઢું મલકાવીને જવાબ આપી પોતાને પુષ્પહારથી વધાવશે, પણ આ તો એક તો તદ્દન નવો શરમાળ એક્ટર ! તેમાં વળી ઘાઘરીપાટની વિટંબણાથી અકળાયલો–ગભરાયલો, પૂરેપાધરો પોતાનો પાઠ પણ મોઢે નહિ આવડે, ત્યાં વળી આ અધ્ધર ગજવામાંથી કાઢીને ઉમેરાયલા નવા અભિનયનો જવાબ આપવાની એને શુદ્ધિજ ક્યાંથી રહે ? એ તો પોતાની મશ્કરી કરવા કોઇ પાછળથી જમદૂતની માફક પોતાની આંખો દાબે છે, એમ સમજી સજ્જડ બ્હીધી, અને હાથ છોડાવવાની જબરી ખેંચાતાણ કરતી બૂમેબૂમ પાડવા લાગી: "અરે એ કોણ છે ?"

"કોઈ નહિ, એ તો હું."

"પણ હું તે કોણ ? સખીઓ ! (ગોખીગોખીને આજ સબોધન એને મોઢે ચઢી ગયેલું...એટલે) અરે કોઈ આવો...બચાવો...દોડો આ મુવો કોઇ મ્હારી આબરૂ ઉપર...દાનત બગાડે છે..."

મૂળ વાત એમ હતી, કે આવું કંઇજ ઘતીંગ નાટકની વસ્તુમાં

હોતું, છતાં કાગળની મોંઘવારીને લઇને અમારા મેનેજરની સલાહથી અમે ખેલની ચોપડીજ છપાવવાની કડાકૂટ માંડી વાળી હતી. એટલે અમારી આ પોલ ખેલની વસ્તુ હશે, એમ ધારી ચાલી ગઇ. નાટકના ઓપેરા ન છપાવવા માટેના કારણોમાં અમારા અનુભવી ડાયરેક્ટર સાહેબના રદીયા એવા હતા, કે "એક તો ચોપડી વેચનાર ફેરીઆઓના ઘાંટાથી થતી ખલેલ અને ગરબડ ટળે, બીજું નાહકનું રોકાણ ન કરવું પડે, ત્રીજું પ્રેક્ષકો એક્ટરો સાથે ગાયન ન ગાઈ શકે, અને તેથી ગાનારને થતી ડખલ દૂર થાય, અને ચોથી ખાસ કોઇ આવી ગંભીર ભૂલ થઇ જાય તો તે ઘપી જાય, એટલુંજ નહિ પણ ધારીએ એટલાં સીન જોઇએ ત્યારે કાપી નાખી શકાય, તથા પ્રેક્ષકો જો પોતાની ચોપડીમાં ધ્યાન આપે, તો પછી એક્ટરોના અભિનય–એક્ટીંગ તરફ જોવાનું ફાવે નહિ, ને તેમ થાય તો વન્સમોર ન મળે, અને તેથી કરીને ભજવનારાઓનો ઉત્સાહ મોળો–મંદ પડી જાય...વિગેરે વિગેરે..."

સાહેલીઓ બનેલાં છોકરાઓ તો રાજકુમાર નિર્બળસિંહની ભૂમિકા ભજવતાં મી. પતંગીઆને ઓળખતા હતા, એટલે તેઓ તો "અરે...પતંગભાઇ! પતંગભાઇ! આ શું કરો છો?" એમ કરવા મંડયા. તેમને નાકની દાંડી ઉપર આંગળી મૂકી આંખ મારી ચૂપ કરી એ મહાશય પાછળથી આગળ આવ્યા. એમના નામ શ્રવણે ને આંખના ફાટેલાં ડોળાં જોતાંજ લજ્જાવતીની ધ્રુજારી ને કંપારી બંધ થઇ ગઈ. પોતે વગર વિચારે ઘમસાણ વાળી નાખ્યું છે, એમ સમજતાં એ ઠંડી આઇસક્રીમ થઇ ગઇ. પણ તે પ્હેલાં ભૂલમાં–ક્રોધમાં એણે એક તમાચો પોતાની આંખો ઉપર દબાવેલા હાથ ઉઠાવવા

એમના [redacted]ને જડી દીધો. મી. પતંગીઆને લાગ્યું તો ખરું, કે 'મ્હેલાજ સીનમાં એના હાથનો તમાચો હજારો લોકોની વચ્ચે ખાઈ હું શરમાઉં ?' પણ સ્હામીજ બાજુએ વીંગમાં ડોળા કકડાવીને ઉભેલા ડાયરેક્ટરને જોતાંજ એ અપમાનનો ઘુંટડો અત્યારે તો જેમ તેમ ગળી ગયો, ને જાણે નાટકમાં કવિઓજ એમ લખ્યું હોય, તેમ "દેવી ! હવે ક્રોધ ન કરો. તમારા પ્રેમામૃતપાનનો તરસ્યો ચાતક તમારે પગે પડી આ મશ્કરીની માફી માગે છે." કહી તેણે ઘુંટણીએ પડી રીસાયેલી રાધિકાને મનાવવા માંડી. પ્રેમલા-પ્રેમલીનાં નફ્ફટ ને નિર્લજ્જ રીસામણાં-મનામણાં, સમ્બોધનો અને ચાળાં-ચસકાં હવે શરૂ થયાં, અને કેમ જાણે રાજકુમાર પોતાના પિતાના ખૂનીની તપાસ માટે પરદેશ જતો હોય, તેમ વિદાયગીરીના વચન તેની પ્રિયાના મોઢામાંથી નીકળવા માંડયાં:

"ત્યારે...વ્હાલી ! હવે હું તો જઇશ."

"પણ પાછાં વ્હેલાં પધારજો હોં ! પ્રાણનાથ !"

સાથે સાથે રડતા કંઠે એ શરમાયલી સુંદરીના સૂરે ફરી તબલા-પેટી ગજાવ્યાં.

પિયુજી ! મ્હારા......વ્હેલાં પધારજો,
દીન દાસીને સર્વદા સંભારજો...રે...પ્રિયુજી !
સંદેશડાં સ્નેહભીના કહાવજો,
સ્નેહસ્મરણ ચિહ્ન આ ઉરે સોહાવજો...રે...પ્રિયુજી !

એટલું કહેતાંજ પેલો પુષ્પહાર પતિની ડોકમાં નાખવા એણે પોતાના હાથ ઉંચા કર્યા. નિર્મળસિંહ લાંબો અને ઉંચો હોવાથી પોતાની બટકી પ્રિયતમા પાસે જરા નીચો વળ્યો, છતાં પણ તેનાથી

ન પ્હોંચાયું, એટલે એ હાર એના રાજમુકુટની કલગીમાંજ સજ્જડ ભેરવાઈ ગયો. આખરે ન છૂટકે એ તોડી નાખવો પડ્યો, અને તેમ કરવા જતાં કલગી નીકળી ગઇ, ત્યાં તો અચાનક લજ્જાને આંકડીનો પૂરો સોમ હોવાથી એ ફેઇન્ટ થઇ ગઇ. પણ મી. પતંગીઆએ એનું માથું પોતાના ખોળામાં લઇ સખીઓ પાસે "અરે જાવ...કોઇ દોડો... દોડો...ગુલાબજળ લઇ આવો..." એવા એવા અભિનયના ઓથ નીચે એ જણાવા દીધું નહિ. સહુ કોઇ એમજ સમજ્યાં, કે પતિવિયોગને પ્રસંગે મૂર્છા આવી હશે! પણ સાહેલી બનેલા એક અક્કલના ઓથમીર છોકરાએ તો સાચેસાચ સમજી પાણીનો ભરેલો લોટો લાવી રાજકન્યાના મોઢા ઉપર ઉંધો માર્યો. પ્રેક્ષકો તેમજ અંદરના એક્ટરો તો ટગ્લાની માફક એ પાપણના પલકારામાં બનેલા બનાવને જોઇ રહ્યાં! કુમારી લજ્જાવતીના મોઢાના લપેડાં નીકળી ગયાં, એટલુંજ નહિ પણ એમના પ્હેરેલાં ચીરની પણ એ શ્રીમતી બાળાએ કમબખ્તી કરી નાખી. ત્યાં તો ડાયરેક્ટરે પડદો પડાવી દીધો. એક ચબરાક છોકરો ઓડી-યન્સમાંથી એજ વખતે બોલી પડ્યો: "ઉઠો...ઉઠો...મ્હારા નાજુકડાં બ્હેન! તમારા નાટકીઆ નાથ જીવતાં છે, ને તમે હજુ અખંડ સૌભાગ્યવંતા છો."

આમ પ્હેલો પ્રવેશ પૂરો થતાંજ કોમીક એક્ટરોને હવે પૂર-બ્હારમાં ખીલવાની આજ્ઞા થઇ, અને લાલ લાલ આંખોવાળી મીસ નોવેલ્ટીએ લોકોની તાળીઓના ગડગડાટ વચ્ચે નવસો નખરાં કરતાં પ્રવેશ કર્યો. પીટ્ક્લાસે ચમાર બામ પાલેજ એમ મ્હોટેથી બૂમ મારી. એટલામાં તો હૃદયસ્પર્શી આંખ મીંચામણાં અને નિર્લજ્જ હાવભાવો સાથે એનું સંગીત ઉપડયું.

—: ગાયન :—

નોવેલ્ટી:— નવો જમાનો...નવી નાર હું... નવસો નખરાં કરતી,
હું નથી વારની...નવું પ્હેરીને...મન હું સહુના હરતી,
હું નવા નવા (૨) પુષ્પોની પરિમલ લેવાને નિત્ ફરતી,
નવી ફેશનો...નવા સુધારા...નવું નવું સહુ કરતી...રે...નવો
આંખ મારીને આમ બોલાવી...રીઝા રીઝા થઇ મરતી,
ફેન્સી સાડી...ફેન્સી પોલકાં...નવા નવાં નિત્ ધરતી..રે..નવો

ઓરથોડોકસ:— હથેલીમાં નચાવે સહુને પણ...નથી કોઇને નમતી,
પગે પડાવે [illegible] ઉઠીને...તોય મ્હને એ ગમતી,

નોવેલ્ટી.........રે...નિત નવા જમાનું હું જમતી...રે......નવો

---

ગાયન ગાઇ નવી તો અંદર અદૃશ્ય થઈ ગઇ. લોકોએ એને ફરી બોલાવવા સીસોટી ફોડી ફોડી કાન બ્હેરાં કરી નાખ્યાં. છેવટે તબલાંએ ઢમ...ઢમ...ઢમ...ઢમ કરી વન્સમોરની સૂચના કરી. ઓડિયન્સમાંથી કોઇ મીઆંભાઇએ "વાહ મેરી જાન...વાહ બેટે...વાહરે બુલબુલ...એ ગપ્પા...ટોપી નીચે ઉતાર...આફ્રિન...માર ડાલા જીગર..." વિગેરે વિગેરે માન ચાંદીની એને ભેટ આપવા માંડી. ત્યાં તો ખાસ્સી બીજી અર્ધી બેવડાની બાટલી પેટમાં ઝોકાવી એ નખરાળાં નાર બ્હાર આવ્યાં. પણ જ્યાં ડાયરેકટરની સૂચના પ્રમાણે અધે'થી ગાયન ઉપાડયું, ત્યાં તો "હુરરે...હુરરે..." ના અવાજ સાથે સ્ટેજ ઉપર શેરડીની ગંડેરી પડી, એટલે ન છૂટકે એણે આખું ગાયન ફરીને લલકાર્યું. ત્યાં તો બબ્બાની બ્હારમાં ધોતીઆને બદલે અંદરથી કોઇનું સફેદ લુગડું જ પ્હેરીને ઓરથોડોકસ ધસી આવ્યો. એનાથી

ઉતાવળમાં જોડા પણ અવરનવર પ્હેરાઈ ગયા હતાં. હાથે પ્હોંચીને ઠામે એ બાઇસાહેબ મોતીનું કંકણુજ બાંધી લાવેલા. પોતાની આ મૂર્ખાઇ સુધારી લેવા એ ફરી અંદર દોડયો, ત્યાં તો ડાયરેક્ટરે "જા જા... એવકુફ દારૂડીઆ ! હવે વખત નથી. એ તો કોમીક–પાઠમાં બધુંય હાલ્યું જશે, હાંકે રાખ." કહી એક ધપ્પો મારી એને પાછો ધકેલ્યો, એટલે એણે તો લોકોના હાહાહીહી વચ્ચે પોતાનું લેક્ચર ચલાવવા માંડયું.

"આ...તેજમાં સાક્ષાત્ રવિ ને બોલવામાં બીજી કાળીદાસ કવિ. એવી છે...મ્હારી...કેમ ડીઅર નવી ?"

"દેમ યુ ઓરથોડોક્સ ! મેનરલેસ બ્રુટ ! મ્હેં તમને કેટલી વાર કહ્યું, કે નવી નહિ પણ મ્હને ડીઅર નોવેલ્ટીના ડાર્લીંગ, સ્વીટહાર્ટ, લવડ, એવાં એવાં ઈંગ્લીશ સ્ટાઇલના સંબોધનોથી બોલાવવી."

"થેન્ક યુ...હાઉ આર યુ માઉ ડાર્લીંગ લેઇટેસ્ટ નોવેલ્ટી !"

"ઓલરાઇટ ! ક્વાઇટવેલ..."

Smoking Shaving Dressing Drinking,
All style latest;
Actions ideas manners position,
Etiquette everything west.

વીસમી સદીમાં સુધરવાને મુખ્ય વસ્તુ આટલી,
બડીઆળ ચસ્મા ચીરૂટ નંબર એકસો વનની બાટલી.
કરમાં રૂપાળી કેઇન માથે હેટ ટાઇ ગરદને,
અંગ્રેજી ફેંકાફેંક જેન્ટલમેન સુધરેલો બને.

છેલ્લામાં છેલ્લી ફેશનેબલ પોશાકની ઢબમાં સજ્જ થએલ, ઉંચી એડીના બુટ, અર્ધી પારસીશાઇ અને અર્ધી ખડખડી-ફેશનની સાડી, અર્ધું ગળું ઉઘાડું દેખાય એવું ફુલકા બાંયનું બારીક વાયલનું પોલકું, હાથમાં એકેક ઇમીટેશન રોલ્ડગોલ્ડ પીળી બંગડી, કાંડા ઉપર ચામડાના પટામાં બાંધેલું એક આનાવાળું ખોટું ઘડીઆળ, ગળામાં પતલો સોનેરી સાંકળીનો પિત્તળનો છેડો ને તેમાં કાઇ પ્રેમીની છબીથી મઢેલ ઝુલતું-લટકતું લોકેટ, કપાળ સાફ ચોકખી આરસી જેવું, ચકચકાટ કે જ્યાં ચાંલ્લાનું નામનિશાનજ ન મળે, આંખો ઉપર શોભના વગર દાંડીના સ્પ્રીંગના ચસ્મા લગાવેલા, એક કાંડે મખમલની ખાલી મની-પર્સ લટકાવેલી, બીજા હાથમાં નાજુક લેડી-અમ્બ્રેલા લીધેલી, અને સાડીની ડાબી બાજુએ પાંચ આનાવાળી પીળી પીન ખોસેલી! વાંકો સેંથો, વેશ્યા જેવા ગુચ્છા દેખાય એવા અર્ધું કપાળ ઢાંકી દેતાં વાંકડીઆ વાળ ઓળેલાં, અને હાથની હથેલીએ અને ખાડા પડેલા ગાલે પાઉડર ને લાલીના લપેડાં લગાવેલાં, એવી અજબગજબ તો એની સીનસીનેરી હતી.

*          *          *          *

'આજકાલની રંગભૂમિ, એની ઉપર ભજવાતા નાટકો, એના લેખકો, એમાં ગવાતાં ગાયનો, અને એમાં પોષાતી અનીતિની વાતજ ક્યાં કરવી? હલકામાં હલકી વર્ણનાં અભણ એક્ટરો પાસે ક્યા પ્રકારના સુંદર અભિનયની આશા રાખી શકાય? તેમાં વળી નાટક કંપનીઓના માલીક મેનેજર અને ડાયરેક્ટર ત્રણેની ત્રિપુટી બહુધા ચારિત્ર્યહીન અને નિશાબાજજ હોય છે, એટલેજ ઘણી ખરી સર્વોત્તમ કંપનીઓમાં પણ સ્ટેજ ધ્રુવાજતાં ભીમસેની એક્ટરો, અને દીલ ઘાયલ કરતાં

કામબાંગી કરી પોતાના માલીક-મેનેજરના વાતાવરણ ને પાસથી દારૂની બદફેલીમાં પડી પોતાના સૂર-નૂર ને સ્વમાન ગુમાવી મેલવેલી ઈજ્જત ઉપર પાણી રેડે છે. મ્હોટે ભાગે કવિઓ પણ એવાંજ દુર્વ્યસની ! પછી એ કવિઓ પાસે 'જોબનીયાંની વાડી ખીલ્યાંની,' 'હૃદય-ધરા પર થનથન નાચ્યાની' 'કંચુકીની કસ તોડયાની' 'મીઠાં જોબનના જાંબુ ખવડાવવાની,' રાધા કહ્નૈયાના નગ્ન શૃંગારની, વ્હાલા વ્હાલીના પ્રેમ પ્રસંગોની, ઘડીએ અને પળે નિર્લજ્જ બળાત્કારોની અને ચુંબા-ચુંબીના ગાયનો ભાષણો અને દ્રશ્યરચનાઓ (જેમાંના એક નિર્લજ્જ દ્રશ્ય અને અભિનયનો નમુનો મુખપૃષ્ટ ઉપર આપેલો છે.) સિવાય બીજું શું મેળવવાની અપેક્ષા રાખી શકાય ? જ્યાં કવિનું હૃદયજ પવિત્ર નથી, ત્યાં પવિત્ર વિચારો ને કલ્પના પછી જન્મેજ ક્યાંથી ! વળી જ્યાં વાતાવરણજ કલુષિત છે, ત્યાં પછી ચારિત્ર્યનો સવાલજ ક્યાં રહ્યો ? અને જ્યાં ચારિત્ર્ય નથી. ત્યાં પછી અભિનય અને ઈજ્જતને ક્યાં શોધવા ?

આજની એમની માન્યતા શી છે ? તે તો જરા જુઓ. અશ્લીલ ચાળા-ચસકા. અર્ધો ઉઘાડો ઉર-ભાગ દેખાય એવાં-અને એવી ફેશનથીજ પ્હેરાવાતાં પોશાક, એટલુંજ નહિ પરન્તુ આખું શરીર નગ્ન દેખાય એવાં બારીક કપડાં ! કુમારી હોય કે પછી પરણેલી હોય, પણ ચોળી-ચણીઆ ને ઉપર ઓઢણીજ ઓઢાડવાના ! લુગડાં તો કાર્તિકજ મહારાણીઓને જવલ્લેજ ! નિર્લજ્જ નાચ-નખરાંમાં તો શરીર ઉપર જેમ બને તેમ ઓછાં વસ્ત્રો પરિધાન કરાવી છાતીનો ભાગ તમામ ખુલ્લો દેખાય, એટલુંજ નહિ પણ આકર્ષક થાય, એવી ફેશનથી પાછો શણગારવાના ! પ્હેરવેશમાં પણ વેસ્યાના જેવા વાંકડીઆ વાળની ગૂંથેલી લટકતી લટો દેખાય એટલા માટે નવ્વાણુ ટકા

દક્ષીણી સ્ટાઇલથીજ સાડી પ્હેરાવવાના! આંખ–મિંચામણા ને હાવભાવ લોકોની રસવૃત્તિને પોષવા માટે નહિ, પરન્તુ જાણી જોઇને એમની વિકારી વૃત્તિને ઉત્તેજવાને માટેજ ખાસ! આમ આણુએ અણુમાંજ જ્યાં આકર્ષણના કૃત્રિમતાના ઓપ! ત્યાં પછી Reality યાને ખરી Natural beauty યાને કુદરતી કળાના–અભિનયના ભણકારાંય ક્યાંથી વાગે? નવી નવી ફેશનના વસ્ત્રાલંકારોની ટાપટીપથી તથા નિર્લજ્જ અભિનય ને અમર્યાદિત શબ્દોના ઉચ્ચારથીજ શૃંગાર અને હાસ્યરસ ઉત્પન્ન કરાવી શકાય છે, એજ એમનો મુદ્રાલેખ! અરે સાધારણ માણસોની વાત તો બાજુએ મૂકો પણ એકજ ભૂલના પ્રસિદ્ધ નાટ્યનો પાયો ચુંબા–ચુંબી ઉપર રચાયલો. સંસાર–નૌકામાં બાઇ શયદા કાન્તા–કિશોરના નખ જેવડાં આશક–માશુક અને અમજેના બંધનમાં સ્વ. વિભાકર જેવાં પણ રાધા–કનૈયાના ઢીંગલા–ઢીંગલી જેવડાં પ્રેમપાત્રો ચીતરી "મીઠાં જોબનના જાંબુ ખાઇશું." એવી ગજબ કવિત્વશક્તિ ઉપર કલમ ચલાવવા પ્રેરાયાં છે, ગોથાં ખાઇ ગયાં છે. સામાન્ય જન–સમાજને આજ એવું એવું જોઇએ છે, એવાં બ્હાના બતાવનાર કવિ, લેખક, અને કંપનીના માલીકો બંગાળી અને દક્ષીણી રંગભૂમિના નટ–નટીઓ ગાયનો એકજ પ્યાલા જેવા નાટકો, અને શ્રી. ગડકરી જેવા સમર્થ લેખકો તરફ નજર નાખશે કે? નાટ્ય અને ફિલ્મ કુંપનીઓ તો ધારે તો જે (સ્વતંત્રતા) કામ એક વરસમાં અને એક કરોડ રૂપીએ મ. ગાંધીજીથી અને હિન્દની પ્રજાને સુધારવા મથતી બાહોશ બ્રિટીશ સરકારથી વરસો થયાં નથી થઇ શક્યું, તે સ્વતંત્રતા, સમાજ–સુધારા અને આદર્શ કન્યા તથા કુમાર–કેળવણીના સિદ્ધાંતની–આદર્શની છાપ બહુજ થોડા વખતમાં અને બહુજ સારી રીતે દેશના

આબાલવૃદ્ધ-હૃદયોમાં છાપી શકે છે. કદાચ તેમ ન કરી શકો, તો પણ દિન દિન અધોગતીના ઉંડા ખાડામાં સરકતાં જતાં સમાજની વિકારી વૃત્તિને તો જરૂર મજ ઉત્તેજીત કરે, આટલેથીજ અટકાવો. બાકી અભિનય અને પોશાકની આંખ આડા કાન કરીએ તો પણ ગાયન પણ કેવાં નફ્ફટ અને નાગાં યોજાય છે, તેના જરા નમુના.

હું લટકે ચાલું...મટકે મ્હાલું...ઝટકે પટકું કંઇને,
કંઇકોને ફંદ ફસાવું...બુરખો નાખી ભરમાવું,
જાદુ જબરૂં જગાવું...દોડે પાગલ પૂંઠે થઇને...હું.
આંખલડીને અણસારે......જોબનીયાંને ઝમકારે,
ચુંબનીયાને ચમકારે......ચમકાવું પાસે જઇને...હું.

*　　*　　*　　*

હૃદય-ધરા પર થન થન નાચ્યા...કચુકીની કસ તોડી.
........................લાજ શરમ સહુ છોડી.

*　　*　　*　　*

પછી હઠ કરી નાથ હૃદે વળગ્યાં...કરતાં બળ એ ન થયા અળગા.

*　　*　　*　　*

અને એ ઉપરાંત નાચ મુજરાના અને કોમીકના "કાલ ગયે સૈયાં..." "મ્હારો પાવન કરોને પલંગજી..." "પ્યારી પ્યારી બતિયાં... છલકાતી છતિયાં..." "યૌવનવાડી...રસમાળી વિના કરમાતી..." "સૈયાં મોરા...પકરે બૈયાં..." બોલી...અંગે સમાતી ના ચોળી." એવાં એવાં સનમ, શાકી, બોસાં, આશક અને માશુકના બીભત્સ નફ્ફટ નમુનાઓ તો ટાંકયા ટંકાયજ નહિ, ગણ્યા ગણાયજ નહિ, શોધ્યા શોધાયજ નહિ.

*　　*　　*　　*

"માઈ ડાર્લિંગ **નોવેલ્ટી**! ઉર્ફે ન્યુલી મેરીડ **નવી**! કેન યુ ટેલ મી પ્લીઝ વેર હેવ યુ લર્ન્ટ ધીસ ઓલ નોવેલ્ટીઝ? આ બધુ તમે ક્યાં ને કેવી રીતે શીખ્યા મ્હારા સુંદરી?"

"ઓહ યસ! માઇ લવ! ડીઅર..."

"કેર્ક યુ..."

"ગો ઓન ગો ઓન...માઇ ડીઅર..."

**નોવેલ્ટી:—** **—: ગાયન :—**

ભણી હતી (૨) હું સુધરેલી શાળામાં,
બાદબાકી નહિ, સરવાળા નહિ...ગુણાકાર નહિ શીખી,
ડીઅર સંગે શેકહેન્ડ કરવી...કીસ આપવી શીખી.
હું તો મુંબઇ માળામાં...રે...ભણી.
પ્રેમ તણા પત્રો લખવાં કયમ...પ્રોફેસર શીખવતાં,
પ્રેમીપાઠો ને લવનું લેશન...ગોખી રેડી કરતાં.
અમારી પ્રેમશાળામાં...રે...ભણી.
નવી ફેશને વાળ હોળવાં...ને નવા ડ્રેસ કયમ સજવાં!
સુધારાના હિમાયતી થઇ...નવા વેશ નિત ભજવા.
હૉલ તે ડ્રેઇંગ શાળામાં...ભણી.

---

અમારા આ ગાયન ઉપર પબ્લીક દીલોજાનથી ફીદા થઇ ગયું, એટલે એને બે ત્રણ વન્સમોર મળ્યાં. મીસ **નોવેલ્ટી** કે જે ખરૂં જોતાં મી. **નાથાલાલ** નામના જુવાન હતા, તેવણ તો પોતાના પાઠ અને અભિનય ઉપર આમ લોકોને મરી ફીટતાં જોઇ એકદમ ફુલાઈ ગયા, અને ધૂનમાં ને તાનમાં તે તો દોઢ્ઢ-ડબલ નખરાથી આંખ-

મોં સામણા અને હાવભાવ કરી લોકોને આકર્ષવા લાગ્યાં. ત્યાં તો મ્હારો સખો મી. આબ્રામ મ્હારી જીવનસખીની ફેશનેબલ સખી ડીઝાઇનને લઈ અમને મળવા આવ્યો. ચ્હાપાણીની લ્હેજત ઉડાવ્યા બાદ અમારા મીસીસને મીસ ડીઝાઇને લેટેસ્ટ ડીઝાઇનના લાવેલાં કપડાં અને ઉંચી એડીના બુટ બતાવ્યાં. અમારા મીસીસ નોવેલ્ટીએ તે પોતાને કેવા લાગે છે, તે જોવાને પ્હેરી જોયાં, અને હરખાતી હરખાતી નાચતી-કૂદતી તે પોતાને એવા બુટ અપાવવાની વધામણી મ્હારી પાસે લાવવા દોડી, ત્યાં તો પગ સર્યો, અને ઉંધે મોઢે સ્ટેજ ઉપર પટકાઈ. નાજુક નાકની અણીયાળી ટીચકી છૂંદાના એની નસકોરી ફૂટી ને લોહીલોહાણ થતાં એણે બમેબમ મારવા માંડી. અને આ "હસવાનું ખસવું" થયેલું જોતાં અમે તો ધોળી પૂણી જેવાજ થઇ ગયા ! કેમ જાણે ટેમ્સો !

ઉંચાણુગી પડદા ખેંચનારાને બૂમ પાડી પાડીને અમે ત્રીજો ડ્રોપ ઉંચકાવ્યો. આમાં રાજકુમાર ને તેના પિતાના ખૂની બ્હારવટીઆની તરવારબાજી હતી., તેમાં રાજકુમારને હારી જઇ બ્હારવટીઆના હાથમાં કેદ પકડાવવાનું હતું, પરન્તુ જ્યાં "સાવધાન...હોશિયાર"ના સ્હામ-સ્હામા સંબોધનો પૂરા થતાંજ બ્હારવટીઆની સ્હામે થવા રાજકુમાર પોતાના ચળકતા જોષને પસંદ કરી બાંધી લાવેલા મ્યાનમાંથી તરવાર તાણે, ત્યાં એકલી ખાલી મૂઠજ બ્હાર આવી, એને પાનુજ ન મળે. પ્રેક્ષકો તો હસી હસીને અર્ધા થઈ ગયા, અને રાજકુમાર પણ બાપડા ગભરાઈ જતાં થર થર ધ્રૂજવા લાગ્યા, પણ અમારા બાહોશ ડાયરેક્ટરે સમય-સૂચકતા વાપરી લાઇટ ગુમ કરાવી અંધારૂં કરી દીધું. અને એ અંધારામાં એક માણસ આસ્તેથી જઈ એને એક સારી કટાયલી નવી તરવાર આપી આવ્યો. ફરી લાઇટ સળગી, અને તબલાની થાપ વચ્ચે ખૂનખાર જંગ મચ્યો.

પૂરૂં—પાધરૂં બોલવાનુંય ભાન ન મળે, ત્યાં લથડીઆ ખાતે ને ધ્રૂજતા હાથે તરવાર તાણે. પછી શું બાકી રહે? એક તો ગજ્ન ઉપરાંત ગંગાજળ (એકસો નંબરવન) ઢાંસી ઢાંસીને આવતાં અમારા તમામ સૈનિક સ્ટાફ સાથે બ્હારવટીઓ બનેલા માણસ રાજકુમારને પકડવા બહુ બહુ મથ્યો, પણ એ ઝનૂને ભરાયલો ક્ષત્રિય બચ્ચો આંખ મીંચીને મરણીઓ થઈને આગળપાછળનું ભાન ભૂલીનેજ લડતો હતો, એટલે પેલો બાપડો પ્રતિસ્પર્ધી તરવાર ફેરવી ફેરવીને થાકી ગયો, પણ પેલા રાજકુમાર તો પકડાયજ નહિ. આખરે એનું પરિણામ એ આવ્યું, કે શ્રમિત બ્હારવટીઆની સમશેર રાજકુમારની શૂરી સમશેર સાથે અથડાતાં તૂટી ગઈ. અને બ્હારવટીઆને બદલે ઉલ્ટો રાજકુમાર પોતેજ તેની ગરદન ઉપર તરવાર ધરીને ઉભો રહ્યો. મૂળ વસ્તુ અને ઐતિહાસિક ઘટનાથી આ તદ્દન ઉંધુજ બદલાઈ ગયું હતું, તેમ છતાં લોકોએ તો નાટકની વસ્તુ એમજ હશે, સમજી રાજકુમારની શુરવીરતા ઉપર આફ્રીન થઈ જઈ તેને તાળીઓના ગડગડાટથી વધાવી લીધો.

હવે પછીના ચોથા, સીનમાં મ્હારૂં પોતાનું વિધવા તરીકેનું કામ હતું. સડસડાટના નાટ્ય-નાયકના પાઠમાં ઉતરેલા મેનેજર મી. માખણદાસના ગૃહસ્થ કુટુંબની હું એક બાળવિધવા વહુ હતી. એક એકાન્ત રાત્રે મ્હારા આ નવી વહુ પરણી લાવેલા ભાઇજી (જેઠ) પોતાના એકાન્તભુવનમાં હીંચકે આડા પડી ચોપડી વાંચી રહ્યા હતા. હું મ્હારી જેઠાણીના કહેવાથી એમને તેડવા ત્યાં આવી, ત્યાં તો એમણે બળાત્કારે મ્હને બાથમાં લીડી. મ્હેં બુમેબુમ પાડી ન્હાસભાગ કરી મૂકી, પરન્તુ મ્હારા જંગલી જડભરત જેઠ તો મ્હને નીચે જમીન ઉપર પટકી મ્હારા મોઢા પાસે પોતાનું મોઢું લાવવા મથ્યા. હું

શિકારીના પંજામાંથી હરણી ન્હાસે એમ હાથ છટકાવી બળ કરી ન્હાંડી, પરન્તુ મ્હારા લુગડાનો છેડો નહિ જેવો પકડવાને બદલે એમણે એવો તો સજ્જડ પકડેલો, કે પ્હેલેજ સપાટે મ્હારા શરીર ઉપરથી આખું પ્હેરેલું લુગડું નીકળી ગયું. અર્ધી છાતી ઢંકાતી ચોળીની સાથે નીચે પ્હેરેલા લાલ ગંજીફરાકના પણ દર્શન થઇ ગયાં. અને હજુ એટલું સારૂં કે લુગડાની અંદર ચણીઓ પ્હેરેલો, નહિ તો માંહેના ધોતીઆના વજ્રકછોટાના ભેદ પણ સાથે સાથે ખુલ્લા થઇ જાત ! હું જોનારાઓના ખિલખિલાટ હાસ્ય વચ્ચે મ્હારા એ બાહજીના હાથમાંથી લુગડું આંચકી લઇ તેને ફરી પાછું શરીર ઉપર જેમ આવડે એમ વીંટાળવા લાગ્યો, ત્યાં તો તેઓશ્રી ફરી મ્હને છેડવા લાગ્યા. આમ ખેંચા-તાણીમાં એમના હાથમાં મ્હારો છૂટો ચોટલો આવી ગયો, અને ભૂલમાં એ પકડીને જોરથી ખેંચવા જતાં એમના હાથમાં એ આખો ને આખો નીકળી આવ્યો. હું હવે બરાબર ગંગાસ્વરૂપ બનેલી વગર ચોટલાની વિધવા શ્વાસભેર અંદર દોડી ગઇ, અને મ્હારી પૂંઠે એઓ પણ દોડી આવ્યા. ત્યાં તો એમના ધર્મપત્ની સધવા અર્થાત નાટ્ય-નાયિકા મીસ **સદાસૌભાગ્યવતી** અપ-ટુ-ડેટ પારસી-સ્ટાઇલના પોશાકમાં સજ્જ થઇ ડાયરેક્ટરની સૂચનાથી એમનો પાઠ ન હોવા છતાં મ્હને ફરી શૃંગારસજ્જ થવાની તક આપવા બ્હાર મયદાને પડયા. પરંતુ સ્ટેજ ઉપર આવીને "શું કરવું ?" એની ગમ એમને ન પડતાં એ તો ખાસ્સાં લ્હેરથી હીંચકા ઉપર ગોઠવાયાં. એકડે બગડે બારનું પણ જ્ઞાન ન ધરાવનાર એ શ્રીમતી એની ઉપર પડેલું **"વીર પૂજન"**નું પુસ્તક ઉઘાડી વાંચવાનો ડોળ કરતાં તેના પાના ફેરવવા મંડયાં, ત્યાં તો એમના મેનેજર પ્રિયતમે પાછળથી આવી

એમની આંખ દાબી. "અરે એ કોણ છે?" એમ મોઢું જરા ફેરવતાં એમણે પૂછ્યું. [ જુઓ મુખપૃષ્ઠ ઉપરનું ચિત્ર ! ]

"કાંઇ નહિ...એ તો હું..."

"પણ હું તે કોણ? કંઇ મોઢું–માથું ?"

"ત્હારો...પ્રેમી...દીલદાર..." કહેતાં આંખો ઉપરથી હાથ છોડાવતાં એણે નીચા વળી એને ખરેખર ચૂમી લીધી.

"જાવ..જાવ..બળ્યું આ શું ?" એ છણકો કરતાં દૂર જઇ ઉભી.

"હોય ! એ તો અમસ્તી જરા મસ્તી ! **એ ઘડી મોજ.**"

ગાનતાન શરૂ થયું. ડાયરેક્ટરની સૂચનાથી અને અનુસારાથી પાઠ લંબાવવા અને રસિકતા વધારવા માટે મ્હેં ફરીથી એને ગુલાબી ગાલે એક મીઠી ચુંબીનો અખતરો કરવા હિંમત કરી, પણ ત્યાં તો એ રમણી છેડાઇ. પોતાનું ગંભીર અપમાન પબ્લીકમાં થવાથી તડ દઇને એક તમાચો મ્હને જડી દેતાં એ તો અધુરે ગાયને અંદર ધસી ગઇ. લોકોએ તો બૂમરાણ મચાવવા માંડ્યું. મેનેજર મહાશયે પણ ગાલ પંપાળતા એવુંજ અનુકરણ કર્યું. ત્યાં તો હાથના સૌભાગ્યકંકણ કાઢી નાખતાં બાઇસાહેબ ભભુક્યાં: "પણ તમે તો અમસ્તી ચુમ્મી કરવાનું કહ્યું હતું, ને પછી એણે ખરેખાતની છૂટ કેમ લીધી ?" આખરે ડાયરેક્ટરે વચ્ચે પડી બન્નેને સમજાવીને શાન્ત પાડીને પાછાં બહાર મોકલ્યાં.

બન્ને પતિપત્ની મળી–સમજી ફરી સ્ટેજ ઉપર આવ્યાં. અધુરૂં ગાયન પૂરૂં થતાંજ પોતાની આબરૂ ઉપર હાથ નાખ્યાની ફરિયાદ કરવા હું તમારો જાણીતો ને માનીતો સેવક ગડબડગોટા વિધવાના વેશમાં ફરી તૈયાર થઇ ત્યાં જઇ પહોંચ્યો. જેઠાણીની પાસે મ્હેં એના પતિની પાશવતા પાલવ પાથરી પગે પડી કહી સંભળાવી. બવજો રસ્તે ઉતરતાં

પતિદેવને આવાં અનાચાર કરતાં અટકાવવા માટે સતીએ (જાતની વેસ્યા!) ન્યાય-નીતિના પવિત્ર ઉપદેશ દેવા માંડયાં. એટલે ક્રોધે ભરાયેલ આ કાન્તે એને ધુતકારી કાઢી વગર વિચારે એક લાત મારી દૂર ફેંકી દીધી. જો કે ડાયરેક્ટરે આ પ્રસંગે નહિ જેવો પગનો અંગુઠોજ છાતીએ લાગે એમ પ્હેલેથીજ સૂચના આપી હતી, છતાં પાઠ ભજવવાની ધૂનમાં મેનેજર સાહેબને એ ભાન ન રહ્યું, કે જેને તે લાત મારી રહ્યાં છે, તે સહન કરનાર પુરૂષ નહિ પણ ખરેખરી કોમળાંગી કાન્તા છે. એટલે જેની નાજુક છાતીમાં જબરી લાત વાગી ને કળ ચઢી છે, એવી સ્ટેજ ઉપર ચત્તીપાટ થઇને પડેલી પતિવ્રતા સધવાની આંખ તો લાલચોળ થઇ ગઇ. અને એ ક્રુધ્ધ થયેલ સતી પતિદેવ ઉપર કોપે. તે પ્હેલાં તો અમારા બાહોશ ડાયરેક્ટરે દોરી ખેંચી પડદો પડાવી દીધો. મેનેજર મી. માખણદાસ તો પડદો પડતાંજ જીવ લઇને અંદર ન્હાઠા, જ્યારે તેમની પાછળ દોડતી એ ખીજવાયલી નાગણને ગાલે એક કોમીકના ખેલાડીએ છાનામાના પાછળથી આવી (જેમ આજકાલની નાટક અને ખાસ કરીને ફિલ્મ કુંપનીઓમાં સ્ત્રી-પાત્રો સાથે આવાં ભ્રષ્ટાચાર ક્વચિત થાય છે તેમ!) બોકી ભરી લીધી. પછી તો પૂછવુંજ શું? એ વિફરેલી વાઘણે પગની મોજડીએ મોજડીએ એ બાપડાનું માથુ કાણું કરી નાખ્યું, અને જો કે અમારા મેનેજર સાહેબે તો એ બાનુસાહિબાની માફી માંગી, છતાં પણ અમારા ડાયરેક્ટર સાહેબને એમને સમજાવતાં સમજાવતાં નાકે દમ આવ્યો.

હવે પાંચમા પ્રવેશની અંદર સેમ્પલ મીસ બ્યુટીને પોતાની માફક ખાદી સ્વદેશી અને રેંટીઓ કાંતી સાદું જીવન ગાળવાની શરત કરાવતો હતો, જ્યારે વિલાયતી વાતાવરણમાં ફરેલી અને

પશ્ચિમના પવને ઝૂકેલી બ્યુટી તેનો એ રીતે ઘરસંસાર માંડવાને ઇન્કાર કરતી હતી, તેથી પોતાની પરણેતરની શુધ્ધ ઠેકાણે લાવવાને માટે મી. સેમ્પલને લાંબા હંટરનો ઉપયોગ કરવાનો હતો. આગળથીજ ડાયરેક્ટરે એ હંટર સ્હામા માણુસને માર્યા છતાં સપાટા બોલે, પણ વાગે નહિ, એવી સ્ટાઇલ બતાવી હતી, પરન્તુ મી. સેમ્પલના મગજમાં એ વાતનું અત્યારે ધ્યાનજ રહ્યું ન્હોતું, એટલે જ્યાં એક બે અને ત્રણ ખરા સપાટા બ્યુટીના શરીર ઉપર પડયા, ત્યાં તો તે "મારી નાખ્યો રે મ્હારા બાપ...ઓ બાપરે...મરી ગઇરે..." કહેતાં કે જીવ લઇને અંદર ન્હાસી આવ્યો. તેની પાછળ "હાં..સાંડ...હવે ઠેકાણે આવી..." કરતો સેમ્પલ અંદર પધાર્યો. બ્યુટીના શરીર ઉપર તો લોહીની તસ ફોડે એવા લાલચોળ સોળ ઉઠયા હતા. ડાયરેક્ટરે સેમ્પલને કાન પકડી જરા સાવધાનીથી કામ લેવાનું કહી બ્યુટીની પીઠે મીઠું તેલ ચોપડી સમજાવી-પટાવી વિફરેલું વાજુ સમાર્યું, ત્યાં તો છઠ્ઠો સીન શરૂ થયો.

રાજકન્યાના લજ્જાવતીના પિતા એક સરોવર પાસેની વાટિકામાં ફરી રહ્યા હતા, ત્યાં 'સુલતાનનું લશ્કર ગામની ગાયોને ન્હસાડી જાય છે,' એવી ખબર પડતાંજ એ વૈર લેવાની ભયંકર પ્રતિજ્ઞા લે છે. ખેલની આ વસ્તુના રીહર્સલ વખતે સરોવરના વ્હેતા પાણીને બદલે એક પાણીનો ઘડો ત્યાં મૂકવામાં આવતો હતો, અને જો એ ભૂલી જવાય તો આ શ્રીમાનને 'અરે મી. ઓલરાઉન્ડ! પાણી ક્યાં છે?" એમ વારંવાર બૂમ મારવાની બૂરી આદત પડી ગઈ હતી. આ વેળા પણ એમજ બન્યું. સરોવરનો સીન હોવાને લીધે ડાયરેક્ટરે પાણીના સાધનની સગવડ રાખી ન્હોતી, એટલે એ મહારાજાધિરાજા પ્રતિજ્ઞા

બેચાર નીચા તો વળ્યા, પરન્તુ જ્યાં પાણીનો ઘડો ન જોયો, ત્યાં એ પોન્તે સ્ટેજ ઉપર ઉભા છે, એ ભાન ભૂલી ગયા. પોતાની હમેશની ટેવ અનુસાર એમનાથી બૂમ મરાઇ ગઇ. "અરે મી. ઓલરાઉન્ડ! પાણી ક્યાં છે?"

બોલતાં તો બોલાઇ ગયું, પણ જ્યારે લોકોએ દાંત દેખાડયાં, ત્યારે એની શુદ્ધ ઠેકાણે આવી. એટલામાં ડાયરેકટરે અંદર રહ્યાં રહ્યાં સી...સી...સી...કરી સુસવાટા બોલાવી તેનું ધ્યાન અંદર પોતાની તરફ ખેંચી ઇસારતથી શું કરવું? તે સમજાવ્યું, અને તે પ્રમાણે એ અક્કલબાજખાંએ આખરે મ્યાનમાંથી તરવાર કાઢી વીરને છાજે એમ પ્રતિજ્ઞા લીધી. "સમશેરના સોગન લઇ......" વિગેરે વિગેરે...

ત્યાં તો મહારાજા યુધ્ધમાં જશે, તો કદાચ સૌભાગ્યનો ચાંદલો ગુમાવી બેસાશે, એ બ્હીકે મહારાણીને ખબર પડવાથી તે ત્યાં દોડી આવ્યાં. એમણે કરૂણરસનું ગાયન લલકારવા માંડયું. એમનો કંઠ જરા તીણો અને મધુર હોવાથી લોકોએ વન્સમોર કર્યો. એ મહારાણીનો પાઠ કરનાર જાતનો અઝામ હતો. એક તો જાતે કોયલાને પણ હરિફાઇમાં હરાવે એવા કાળા અઝામભાઇ! તેમાં વળી બાપજન્મે જોયલું નહિ, એટલે નવાઇ સમજી પાઉડર છાંટી મહારાણીનો ઠાઠમાઠથી વેશ પરિધાન કરેલો. મિષ્ટાન્ન જમેલા ગળચીયાં આવતા ડ્રમ ઉપર જાડા ધોતીઆનો કછોટો મારેલો, અને તેની ઉપર વીર રાજપૂતાણીને શોભે એવા તાણીને–કચકચાવીને બાંધેલા ઘાઘરા તથા કંચુકીના નાડાની કસ! અને તેની ઉપર વળી રાજપૂતાનાના જાડા લઠ્ઠ અમ્મરના ઓઢણાની પાટલીનો કલ્લો–ડુચો પેટ ઉપર ખોસેલો! પગમાં વજનદાર તોડાની, હાથે (પ્હેરતાં છોલાઇને લાલ થયેલાં.) હાથીદાંતના કોણી સુધી

ચઢાવેલા ને ખણુખણુ થતા ચૂડાની, પગની અને હાથની આંગળીએ પરિધાન કરેલાં કાપા પડે એવાં સખ્ત વીંછુવા ને વીંટાની, કાનમાં લટકતાં લોળીયાંની, નાકમાં સ્પ્રીંગવાળી મારવાડી ફેશનની હોઠ સુધી લબડે એવી એકજ મોતીની ગોળ તારની સ્પ્રીંગની વેસરની, અને પીઠના ખુલ્લા ભાગ ઉપર સુંવાળા સાપની પેઠે ગલીપચી કરતી ઝૂલતી બનાવટી વેણીની લટની ચણુખત એને અકળાવી–ગભરાવી પાણી પાણી કરી રહી હતી. કેડે ઝૂલતી ઢીલી કટિમેખળા ઘડીએ ને પળે સરી જતી, એને એ ઉંચી ચઢાવી ચઢાવી થાકતો! માથા ખભા અને છાતી ઉપરથી વગર પીન ખોસેલો પાલવ ઉડી ઉડી જાય, એને ભારેખમ હાથે ઠીક કરી કરી એ ખીજવાતો અને દોઢમણુ દારૂ ઢીંચી બેફામ બની લથડીઆ ખાતો, ને ભેંસ ભડકે ને કાગડા શરમાઇ ઉડી જાય એવા ભારી સૂરે સંગીત લલકારતો! ત્યાં વળી વન્સમોર પડયો. માંડમાંડ એણે ન છૂટકે ગાયન ફરી ઉપાડયું. ઉનાળાના તાપના દિવસ એટલે ધામ તો એવો બેશુમાર થતો, કે વાત ન પૂછો. ડાયરેક્ટર તરફથી આપવામાં આવેલો પેલો લાલ રેશમી રૂમાલનો કટકો એના હાથમાંજ હતો. ગાયન ગાતો જાય, ને કપાળ ઉપરનો પ્રસ્વેદ એ ઘસી ઘસીને લૂંછતો જાય. થોડીજ વારમાં પાઉડર ને લાલીના લપેડા નીકળી જતાં એનું કસેડાના રંગ જેવું કાળું મોઢું દેખાઈ ગયું. લોકોએ તાળીઓ અને સીસોટીઓ પાડી બૂમરાણુ કરી મૂક્યું. તેમ તેમ એ શ્રીમતી અઝામબાઇ! પોતાના કોકિલ કંઠ ઉપર લોકો આશક થઇ પડયા છે, એમ માની વધુને વધુ ખીલવા લાગ્યાં. ત્યાં તો એકાએક એક્સીડન્ટ થયો, લાઇટ બુઝાઇ ગઈ, ને ઇશ્વરે લજ્જા રાખી.

કેરોસીનમાં કચરો આવતાં મશીન અટક્યું, અને જ્યોતિદેવી ફરી ઝબૂકે એ અરસામાં ડાયરેક્ટરે ઇસારતથી એને અંદર બોલાવી લઇ રૂમાલ વાપરવાની ફરી સમજ આપી, ફરી મેઈક-અપ ( પાઉડર મારવો ) કરી આપ્યો. ફરી એ રાજા–રાણીનું જોડલું સ્ટેજ ઉપર આવ્યું. મહારાજા આ મળેલા સમયનો સદુપયોગ કરવા અને પબ્લીકને પોતાની નવી કાબેલીયતથી છક્ક કરવા આ વખતે માથા ઉપરથી તાજ ઉતારી સાફો બાંધી લાવ્યા હતા, પણ અંધારામાં ફેંટાને બદલે કોઇ બાળાના છોકરાની ઓઢણીજ વપરાઇ ગઇ હતી, તેમ છતાં હમણા નાટકમાં કેળના રેશમની ઓઢણી લુગડાં અને ફેંટામાં ગમે ત્યમ ચાલ્યાં જાય છે, એમ આ પણ ચાલ્યું ગયું.

દાસીએ પૂજનથાળ લાવી મહારાણી સમક્ષ ધર્યો. ફરજ બજાવવા યુદ્ધમાં સંચરતાં વગરગામના રાજાના પતિવ્રતાએ પૂજન કરી ઓવારણાં લીધાં. પરન્તુ જ્યાં તરવાર બાંધી રણ–ટોપ પ્હેરાવવા જાય છે, ત્યાં તો મહારાજાને જબરી છીંક આવી. નાકમાંનુ નીટ મહારાણીને મોઢે ઉડ્યું. દાસીના હાથમાંથી પુષ્પથાળ હેઠી પડી ગઇ, એ બધું તો જાણે ઠીક! પરન્તુ એ છીંકની સાથેજ મહારાજાની બનાવટી મૂછ પણ ઉડી–નીકળી ગઇ. એમના મહારાણી સાહેબાએ પોતાનું હસવું રોકવા મોઢે રૂમાલનો ડૂચો આડો ધર્યો, છતાંય વેગ ન અટકાવાયો, એટલે ખડખડાટ હસી દેવાયું. તે પછી મહારાજા યુધ્ધે ગયા. અને થોડીજ વારમાં રાજાના દુશ્મને આવી મહારાણીને તેમના માર્યા ગયાના ખોટાં સમાચાર આપ્યાં. પતિવ્રતા રાજપૂતાણીએ કેડમાથી કટાર ખેંચી કાઢી, ને પેટમાં હુલાવી પતિ પાછળ આપઘાત કર્યો. પણ અરેરે ! રાતા રંગનું પાણી ભરવું એ પોલા ચળકતા ખોલામાં ભૂલી જવાયાથી

ખરેખરી ફજેતી થઇ ગઈ. એ વગર વિચારે ધબ્બ દેતી કે નીચે પડી. ઉપરથી પડદો પડ્યો, પણ એની ગરદનનો ભાગ એ પડદાની બહાર રહી ગયો, ત્યાં તો ડાયરેક્ટરે ટાંટીઆ પકડી એને અંદર ઘસડી લીધો. અને આમ અમારો ટ્રેજીકનો સીન કોમીકના મિશ્રણથી પૂરો થયો.

છઠ્ઠા સીનનો ઉઘડતોજ દેખાવ એવો હતો, કે શહેરની એક નામાંકિત વેશ્યાને ત્યાં આબરૂદાર અને ખાનદાનના સફરજંદો, ન્યાતિના આગેવાનો, થાંભલાઓ, અને સમાજના ધર્મચૂસ્ત નેતાઓ પધારી ગંગાજળ અને ગાનતાનની મોજ ઉડાવે છે. કંઇક દિવસના ઉજાગરાથી થાકેલપાકેલ વેશ્યાનો પાઠ લેનાર વ્યક્તિ એ મખમલ ને મશરૂની નરમ ગાદી ઉપર પડતાંજ ખરેખરી પોઢી ગઇ. એક પછી એક તમામ રંગીલા જવાનોએ એક એકના મોઢા સ્હામું જોતાં ખીસીયાણા પડી જઇ પોતપોતાની જગ્યા સંભાળી, પણ પેલાં શ્રીમતી બનેલા ભાઇસાહેબ તો ઘસઘસાટ ઘેનમાં પડયાં હતાં. હવે શું કરવું? એને જગાડવી ક્યા પોઇન્ટથી? આખરે અમારા ડાયરેક્ટરે ન છૂટકે કોલાહલ મચાવતાં ઓડિયન્સને શાન્ત પાડવા છેવટ પિસ્તોલનો ખાલી ધડાકો કર્યો. અવાજ થતાંજ એની ઉંઘ ઉડી ગઇ અને એ આંખો ચોળતી આળસ મરડી ઉઠી, વસ્ત્ર સમારવા લાગી. ડાયરેક્ટરે આગળથીજ એ દારૂડીઆ બનનાર શ્રીમાનોને કહી રાખ્યું હતું. કે 'વેસ્યાભુવનના સીનમાં દારૂને બદલે ક્યાં તો લાલ સરબત, ક્યાં તો રાસબરીની મીઠી બાટલી તમને ભરી મોકલશું,' પણ ઉતાવળમાં એમ ન બની શકવાથી વેસ્યાની દાસી બનેલી બાળાએ હોલીનો લાલ પાઉડર પાણી ભરેલા સીસામાં નાખી, હલાવી, તેનીજ પ્યાલીઓ ભરી લ્હાણી કરવા માંડી. એ બાપડી નાદાનને ખબર ન્હોતી, કે આ બધા કંઇ ખરેખાત એ લાલ પાણી ગટગટાવવાનાજ

હશે! પરન્તુ અહીં તો એથી સર્વથા વિપરિતજ બન્યું. સરબત અને રાસબરીને ભરોસેજ બેસી રહેલા એ બિરાદરો તો પ્હેલી પ્યાલી મેળવવાને પડાપડી કરવા લાગ્યા, પણ જ્યાં એકજ ડૉઝ! એકજ ઘુંટડો ભર્યો, ત્યાં તો પછી થુ...થુ...થુ...થુંકાથુંક અને એક એકને કટાણાં મોઢા બતાવી બતાવીને જીભ લૂંછાલૂંછ! ત્યાં તો ઉંઘમાંથી ઉઠેલી વેસ્યાએ પણ બે હાથ કમર ઉપર રાખી હવે ગોળગોળ ફુદડી ફરવા માંડી. પણ યા ખુદા! એટલામાં અચાનક જેમ કોઇ બખોલમાંથી એકાએક સર્પનું મોઢું જોઇ આપણી આંખ ફાટી જાય! ભવાં ચઢી જાય! તેમ એના ચક્કર ચક્કર ફરતા ઘાઘરાની નીચેથી ધીરેધીરે સરીને નીચે આવેલું એનું ધોતીઉં દેખાવાં લાગ્યું. શ્રીમતીની નજર પણ સ્ટાઇલમાં મુજરો કરી કમાન ખાઈ નીચે બેસતાં એની ઉપર પડી, એટલે એમનું મોઢું પણ પ્હોળું થઇ ગયું. એ તો એવી ગભરાઇ...એવી ગભરાઇ કે બે હાથે એ ઉંચું પકડી સીધી અંદરજ પલાયન થઇ ગઇ, અને આમ અજાણ્યે ઝ.મેલા રંગમાં એકાએક ભંગ પડયો.

સાતમો સીન મહારાજા ને સુલતાનની લઢાઇનો હતો, તેમાં પણ એવુંજ બફાયું. તરવાર ઝૂંટવી લીધેલા સુલતાનને ઠાર કરવા મહારાજાએ બેટમાંથી પિસ્તોલ કાઢી, પરન્તુ બાર કરવા જતાં તે ખાલી માલમ પડી. ફજેતીની તો વાતજ ન પૂછો! ખાલી પિસ્તોલ ધરાતાં ટેબ્લો થયો ને પડદો પડયો! ત્યાં તો કેટલીક મસ્કરી મંડળીએ એ ટેબ્લો જોવા તાળીઓ પાડીપાડી સીન ફરી ઉંચકાવ્યો, પણ એટલામાં તો તમામ પલાયન થઇ ચૂકેલા, કોઇ ન મળે. ફક્ત એક ધોતીઆદાસ મીસ્ટર સ્ટેજ ઉપર પડેલી તરવાર લેવા દોડેલા, તેમના દર્શન પદડો ઉંચકાતાં લોકોને થયાં. તેમનો મગજ તો હજારો લોકોની વચ્ચે પોતાની આબરૂ જતાં સાતમે

આસમાને ચઢી ગયો. ત્યાં સ્ટેજ ઉપર ઉભા ઉભાજ તેમણે તો બાફ્યું: "સાલા આંધળા! ઉંઘે છે? જલ્દી પડદો નાખી મરને?" અને ઉપરથી એમના માથા સાથે આબાદ અફળાય એમ પડદો પડયો. એમના દશેરામાંથી લાલ પાણી નીકળ્યું.

આઠમા સીનમાં યુધ્ધમાં હણાયલા શાહે સુલતાનના શબ ઉપર પડી તેની પ્યારી બેગમને વિલાપ કરવાનો હતો. એના ટાંટીયા સ્ટેજ ઉપર જતાં ધ્રૂજતાં હતાં. અંતે મારીમચડી એને ડાયરેક્ટરે અંદર ધકેલી. એ ગભરાયલી ગભરાયલી ઓડિયન્સ તરફ મોઢું કરવાને બદલે પીઠ કરીને શબ ઉપર પડી. બહુ વારે ડાયરેક્ટરની આંખ સાથે એની આંખ મળી, ત્યારે એણે પોતાની એ ભૂલ સુધારી, પણ એનાથી એનું નીચું મોઢું કેમે કરી ઉંચુજ ન થાય. એની શરમ ને ધ્રૂજારી તો એવી બેહદ હતી, કે વાતજ ન પૂછો. મોઢામાંથી જ્યાં એક અક્ષર પણ નિકળવાના ફાંફાં, ત્યાં પછી ગાયન ગાવાની તો વાતજ ક્યાં કરવી? આખરે બહુ બહુ પ્રયત્ને એ બોલવા ગઇ, પણ એના મોઢામાંથી પોતાને માટે સ્ત્રીલીંગ (નારી જાતિ) સંબોધનને બદલે પુલ્લિંગ (નર જાતિ) સંબોધનજ નીકળી જવા માંડયાં. એ વાકયે વાકયે અચકાવા અને ભૂલવા લાગી. એની જીભ તૂટવા મંડી. "ઓ...ઓ...નાથ વ્હાલા...ખાવિંદ...તું...ગયો...મ્હને...એકલાને...છોડી ગયો...અને હવે મ્હારો...જીંદગી..." એકલી ને બદલે એકલો અને મ્હારી ને બદલે મ્હારો એવાં સ્વાભાવિક શબ્દો એના મોઢામાંથી સરી ગયાં, અને એમાં એ પણ બાપડો શું કરે? એને પોતાને માટે નારી જાતિ વાપરવાની પ્રેકટીસજ નહિ, એટલે પછી? છતાંય એ દાંત વચ્ચે જીભ દાબી વચ્ચે વચ્ચે એ એવી નજીવી ભૂલ સુધારી લેતો.

નવમાં પ્રવેશમાં બ્હારવટીઆના હાથમાંથી છટકી રાજકુમાર આવી રાજકન્યાને મળ્યો. ત્યાં પ્રેમચેષ્ટા કરવા જતાં રાજકન્યાના નાકની વેસર નીકળી પડી. રાજકુમારને તેની ખબર ન હોવાથી તે વેસર શોધતી લજ્જાને પજવવા તેના હાથ પકડી પકડી પોતાની પાસે ખેંચવા લાગ્યો. જેનો જીવ પડી ગએલી વાળીમાં છે, એવી લજ્જાવતી એજ વખતે ભાન ભૂલી ગઇ, અને એનાથી જોરથી બોલાઇ ગયું: "પણ ઉભો તો રહે, મ્હારી નાકની વાળી નીકળી પડી છે...અને..." બસ ખલાસ. એટલામાં બ્હારવટીઓ ત્યાં ધસી આવે છે. રાજકુમાર એની સાથેના દ્વંદ્વ યુદ્ધમાં માર્યો જાય છે. મનથી વરી ચૂકેલી રાજકન્યા લૂટારાના હાથમાંથી પોતાના શિયળને સંરક્ષવા પતિનું શબ લઈ સતી થવા ન્હાસે છે, અને છેલ્લા ભડભડાટ સળગતી ચિતાના દ્રશ્યમાં તો એ પત્થરની પૂતળીની માફક સ્થંભીજ ગઈ. ચિતાના કુંડમાંથી નીકળતા રાળના ખોટાં લાલ ભડકાંઓ અને તણખાંઓ નીકળતાં જોઈ એ એને ખરો અગ્નિ માની અંદર ઝંપલાવતાં આંચકો ખાઈ ગઈ. ત્યાં સિપાઇના પ્હેરવેશમાં પાસે ઉભેલા મેનેજરે એની કેડમાં એક એવી તો ચૂંટી (ચીંમટી) ખણી આંખ મારી, કે "ઓ બાપરે..." કરતાં એ ડરતી ડરતી ધબકતે હૈયે છાતી પર હાથ મૂકી આગળ વધી, પણ અંદર ઝંપલાવવા હિંમતજ ન ચાલે, પગજ ન ઉપડે. છેવટે આંખ મીંચી એ આગળ વધી, ત્યાં તો રાળનો એક જબરો ભડકો એમાંથી નીકળ્યો. "ઓ મા...રે મ્હારે તો નથી બળી મરવું." એમ બૂમ મારતી એ ન્હાસી જવા જીવ લઇને પાછી દોડી.

બાંગરો વટાઇ જતે, પણ એટલામાં તો બ્હારવટીઓ રાજમ્હેલને આગ લગાડે છે, એનો ટ્રાન્સફર સીન કડ...કડડ કરતો ચીરાઇ ગયો.

"આગ લાગી...આગ લાગી..." એવો પોકાર પાડતાં ડાયરેકટરના શિખવ્યાથી વીંગમાં ઉભેલા બાળાઓના છોકરાઓએ "ન્હાસો...ભાગો..." કરતાં આ બાજુથી પેલી બાજુ ન્હાસભાગ કરી મૂકી. અને એ સોનેરી તકનો લાભ લઈ ટીકીટ ઓફિસ ઉપર બેસનાર શ્રીમાન પણ કેશની પોટલી ખીસ્સામાં મારી છ–પાંચ એગીઆરાજ માપી ગયા.

આ છેલ્લા આકર્ષક સીનની અસર ધાર્યા કરતાં તદ્દનજ ઉંધી થઇ. ડાયરેકટર ને મેનેજર સિવાય બીજા કોઇ આવાં ભયંકર સીનોથી પરિચિત ન્હોતાં, એટલે તમામ માણસો ખરેખર આગ લાગી હોય તેમ પ્હેરેલાં ડ્રેસ સાથેજ "ન્હાસો...ભાગો...આગ લાગી." એમ બૂમ મારતાં સ્ટેજ ઉપરથી કૂદી કૂદી ઓડીયન્સમાં થઈ થઇને બ્હાર ભાગવા માંડયા. ડાયરેકટર ને મેનેજરે આ ધમસાણ વળતું અટકાવવા બહુએ માથાફોડ કરી, પણ વ્યર્થ ગઈ. ઓડીયન્સ પણ લાકડી ડંડુકા ને ખાંસડા લઈ ટીકીટના પૈસા પાછા લેવા સ્ટેજ ઉપર ધસી આવ્યું. થીએટરનો મૂળ માલીક પણ "આ શું તોફાન છે?" એ જોવા અર્ધીપર્ધી ઉંઘમાંથી ઉઠી ફાળભર્યે હૈયે અંદર ધસી આવ્યો. ત્યાં તો મ્હેં રાળના લાલ લાલ ઉંચા ઉંચા ભડકા વચ્ચે રાજમ્હેલના સીનના કડાકા ને ભડાકા થતાં જોયાં. મ્હેં પણ ખરૂં માની લીધું, અને હું પણ બીજાઓની માફક પાછો ફરી જોતો જાઉં! પગમાં લુગડાનો છેડો ભેરવાતાં પડતો જાઉં! ને એ હાથની મુઠ્ઠીમાં એને ઉંચુ પકડી જીવ લઇને ન્હાસતો જાઉં. "આગ લાગીરે...આગ...ન્હાસો...ભાગો... પાણી..." ઇતિશ્રી.

હું પલંગમાં સૂતો હતો, ગોદડું ઉડાડી નાખી ધોતીઉં હાથમાં પકડી "આગ...લાગીરે..." બોલતો જ્યાં દોડવા જાઉં છું, ત્યાં

સવારના આછાં અજવાળાં થયેલાં મ્હેં જોયાં. મ્હારા પિતાશ્રી મ્હારી પાસેજ સુતા હતા. તેમનો કરડો સ્વર સંભળાયો: "કેમરે હરામખોર!" અત્યારમાંજ ત્હારી સ્હવાર પડી કે? સૂઈ જા..." અને મ્હેં ચૂપચૂપ પાછું ગોદડામાં મોઢું ઘાલી દીધું.*

અંદર જાગતાં જાગતાં મ્હેં આંગળીને વેઢે આજકાલ નાટક કુંપનીની દેખાદેખીમાં હરિફાઈ કરવા બ્હાર પડતાં શાળાઓ, કોલેજો, અને કલબો તરફથી ભજવાતાં નાટક નહિ પણ આવાં **નાટકના ચેટક** (ભૂત) માં બનતાં હાસ્યાસ્પદ બનાવોની એક આછી રૂપરેખાના સરવાળા–બાદબાકી ને ગુણાકાર–ભાગાકાર કીધા. **આજની રંગભૂમિમાં કંપનીના કાયદા, પગારના વાયદા, નફ્ફટ (રોજ ઉઠીને) થઈને નાચવું, એ સૂઝે છે ફાયદા; તથા ભાયડાની બાયડી, ચીંથરાના પડદાં, વગર ગામનો રાજા, ઈમીટેશન અલંકાર, ભાડુતી ડ્રેસ, ભાડુતી થીએટર, ને ભાડુતી પ્રેમ યાને લવ! હલકી એવી વેશ્યા તે આજની રંગભૂમિ પર સતી સાવિત્રી થઈ શિયળ અને સતીત્વના વિષયો ચર્ચે, અને નવી–જુની બબ્બે બાયડીઓ ઘેર હોય, એનો ધણી બાળબ્રહ્મચારી શુકદેવજી, અને સંન્યાસી સિદ્ધાર્થ બુદ્ધની ભૂમિકા ભજવી જગતને આદર્શના ઉપદેશ આપે! દારૂનિષેધ અને ચ્હાના બહિષ્કારના ભાષણો ખાદીના સ્વદેશી પોશાકમાં ભરડે! "દેશભક્ત દાદા ગાંધી ને તિલક જેવો થઈશ." વિગેરે અક્કાતક્કા બકે, જ્યારે ખેલ ભજવાયા પછી એજ કોટ–પાટલુનદાસ માસ્તર દહાડાના ડઝનબંધ ચ્હાના પ્યાલા અને એકસો**

નંબર વનના બેવડાના બાટલા ખાલી કરે ! ખરેખર આજકાલ ભજવાતા નાટકોમાંથી સેંકડે સત્તાણું તો આવાં નાટકના ચેટક એટલે...

**બે ઘડીના ભાગવત ને બે ઘડીની ગીતા !**
**બે ઘડીના રામ ને બે ઘડીની સીતા !**

બોલો ! બિરાદર ! મ્હારા આ અનુભવમાં
કેટલા ટકા દૂધ ને કેટલા ટકા પાણી ?

# સમાપ્ત.

## ત્રીસ વરસની જુની અને જાણીતી

# ધી સોલજર વોચ કું૦

—: કણપીઠ બજાર—સુરત. :—

અમારી કંપનીમાં મેટલ, સીલવર, રોલ્ડ ગોલ્ડ અને પ્યોર ગોલ્ડના પોકેટ તથા



રીસ્ટ વોચ ગેરેન્ટી સાથે મનપસંદ ડીઝાઈનના માંગો એવાં મળી શકે છે.

તેમજ ગજવામાં રાખવાના ન્હાના-મ્હોટા તથા ટેબલ ઉપર મૂકવાના બેઠકના એલેરામ-ઘડિયાળો, તથા કીટસન લાઈટ પેટ્રોમેક્સ તેમજ પ્રાયમસ વિગેરે ઉંચી ક્વોલીટીના રાખવામાં આવે છે.

## અમારી કંપનીના વૉચ રજીસ્ટર છે.

**—: ભાવ તથા ડીઝાઈન જોવાં કેટલોગ માંગો. :—**

**તા. ક:**—ઘડિયાળને લગતા તમામ સાંચાકામના ભાગો હમેશ વેચાય છે. તથા કોઈપણ જાતનું રીપેરીંગ કામ પણ કરી આપવામાં આવે છે.

